"દેશી મિત્ર" પત્રના ગ્રાહકોને ભેટ.

# પંજાબ પતન

યાને 

# સીખ સ્વાધીનતાનો નાસ.

( ઐતીહાસીક વાર્તા )



પ્રગટ કર્તા—

હરીલાલ મગનલાલ,

દેશી મિત્રવાળા.

સુરત લીમડાચોકમાં આવેલા શ્રી "હુંર-હુર" પ્રી. પ્રેસમાં

હરીલાલ મગનલાલે છાપી ત્યાંથીજ પ્રસીદ્ધ કર્યું.

# ભૂમિકા.

જે પ્રમાણે એક પ્રચંડ આગના હોલવાઇ ગયા પછી પણ એવા ચિહ્ન રહી જાય છે. કે ઘણો સમય વીતી ગયા પછી પણ તે દૂર થઇ શકતાં નથી, અને તે આગની પ્રચંડતાનું સ્મરણ કરાવ્યાં કરે છે. તેજ પ્રમાણે દુનિયામાં એવી કેટલીએ જાતિ થઈ ગઇ છે, કે જેણે મરતાં મરતાં પણ વીરતાની અનુપમ પિછાન કરાવી છે. જેણે સેહેજમાં પોતાની સ્વાધીનતા વેચી નથી; અને જેની સ્વાધીનતાનું મૂલ્ય વસુલ લેતી વખતે શત્રુઓની આંખે અંધારાં આવ્યાં હતાં; અને પોતાની સ્વાધીનતા ખોઇ પરાધીનતાની બેડીમાં જકડાયાં છતાં પણ એવી જાતિ તરફ દુનિયા માનની દૃષ્ટિથી જોય છે. ઇતિહાસમાં તેનું સ્થાન ઘણું ઉંચું ગણાય છે. એવી કીર્તિ સ્ફટિકમણિના જેવી સ્વચ્છ અને ઉજ્જવલ રહે છે; મરણ પામ્યા પછી પણ એવી જાતિ, ઇતિહાસમાં અમર રહે છે. સ્વાતંત્ર્ય પ્રેમી તવારિખ લખનારાઓ એવી વીર જાતિના યશોગાન ગાયા વિના રહેતા નથી. તેના યશની નિર્મળ પતાકા માત્ર ઇતિહાસનાં પાનાંમાંજ ફરકતી નથી. પણ સ્વાતંત્ર્ય પ્રેમીઓનાં હૃદય મંદિરમાં પણ ફરક્યાં કરે છે. આબાલવૃદ્ધ સર્વ તેની માનપુર્વક ચર્ચા કરે છે. આપણી ભવિષ્યની પ્રજાને માટેજ નહિ, પણ દરેક દેશ અને કોમને વાસ્તે. એવી જાતિ આદર્શ તરીકે ગણાય છે. તેના શત્રુએ પણ મુક્ત કંઠે તેની પ્રશંસા કરે છે. સ્પાર્ટાના સ્પાર્ટન લોકો જાપાનના સામુરાય, મેવાડના રજપુતો, પંજાબના સિખ લોકો વગેરે જાતિએ આવું ઉચ્ચ સ્થાન ઇતિહાસમાં પ્રાપ્ત કીધું છે. આ પુસ્તકમાં

સિખ જાતિ વિષે બે બોલ લખીશું; જેણે પોતાની સ્વતંત્રતા ખોતાં ખોતાં પણ બહાદૂરીનાં દર્શન કરાવ્યાં હતાં, અને આજે પરાધીન થઇ જવા છતાં. પોતાના વિજેતાઓને મદદ કરવામાં પણ વખતો વખત અત્યન્ત વીરતા પ્રગટ કરી છે.

સિખોની સ્વાધીનતાનો નાશ થવાને બહુ વખત થયો નથી. ૭૫ વર્ષ પહેલાં સિખ પ્રજા સ્વતંત્ર હતી, પણ કાળની ગતિ ન્યારી છે; અને એ પ્રજાની સ્વાધીનતા પણ નાશ પામી, તે વખતે પોતાની સ્વાધીનતાના રક્ષણને વાસ્તે જે હિંમત ઉઠાવી હતી, તેની ચર્ચા પંજાબના વૃદ્ધ પુરૂષો હજુ મોટા ભાવથી કરે છે. અને સિખ વિગ્રહની વાતો સંભળાવે છે. ઇંગ્રેજ સાથેના સિખ વિગ્રહ નાં અનેક ગીત ગાયનો પંજાબી ભાષામાં રચાયાં છે અને ગવાય છે. પોતાની સ્વાધીનતા નષ્ટ થયા છતાં પણ પંજાબના વતનીઓ ખાસ કરીને સિખ લોકો પોતાની જાતિની વીરતાને ભૂલ્યા નથી. અને તે ભૂલાય એમ છે પણ નહિ; કારણકે પંજાબ પરતંત્ર થવાથી, માત્ર પંજાબ ઉપરજ પરતંત્રતાની અસર થઇ નથી, પણ આખા ભારત વર્ષ ઉપર થઇ છે. અને આખો દેશ વિદેશી રંગથી રંગાઇ ગયો છે. આજે ભારત વર્ષની જે દશા છે તે પોણોસો વર્ષ પહેલાં નહોતી; તે વખતે ભારત વાસીઓમાં આત્માભિમાન, જાતિ અભિમાન અને દેશાભિમાન સૌ કંઈ હતું, પણ આ પોણોસો વર્ષમાં તેઓનાં આત્માભિમાન જાતિ સન્માન અને સ્વદેશ પ્રેમ વિદેશી સંસ્કૃતિનો સ્રોતમાં તણાઇ ડુબી ગયાં છે. આજ સ્વદેશ, સ્વધર્મ. સ્વજાતિની ઉપાસનાથી વિમુખ, થઇને દાસત્વના અંધકારમાં તેઓ ફરયા છે. આ દ્રષ્ટિ બિંદુથી પંજાબની પરતંત્રતાનું પરિણામ ઇતિહાસ પ્રેમી વાંચક વર્ગને માટે અત્યન્ત અવલોકન તથા વિવેચન કરવા લાયક વિષય છે.

વીર સિખ જાતિની સ્વાધીનતા કેવી રીતે નષ્ટ થઇ, અને પોતાની સ્વાધીનતાનું રક્ષણ કરવા કેવી જેહમત ઉઠાવી અને પ્રયત્નો કર્યા એ મૂખ્ય વિષયનું અવલોકન આ પુસ્તકમાં છે. વાચક વૃંદને આ પુસ્તક વાંચવાથી માલુમ પડશે કે સિખોમાં વીરતા હતી, પણ એકતા નહોતી, સિખોમાં વીરતા હતી પણ સંગઠન શક્તિ નહોતી, સિખો બળવાન અને કર્તવ્યપરાયણ હતા પણ તેમને કુટિલ નીતિ અગ્રાહ્ય હતી, સાધારણ સિખો અપૂર્વ દેશભક્તિ તથા દેશની સ્વાધીનતાના રક્ષણને માટે હસ્તેવદને મોતને પ્રિય ગણી રણક્ષેત્રમાં જતા, અને તે સમયે સૌ સાધારણ સિખોના મોટા ભાગમાં આવો અટલ વિશ્વાસ હતો.

" મરના ભલા હય ઉસકા જો અપને લિયે જીયે,
જીતા હય વહ જો મર ચૂકા સ્વદેશકે લિયે "

અને આ અટલ વિશ્વાસને વશ થઇ ઘણા સિખોએ જન્મભૂમિને વાસ્તે પોતાના પ્રાણ પાથર્યા. પણ અફસોસની વાત છે કે સોનાચાંદીના ચળકાટથી તે વખતે સિખ સરદારોની આંખમાં દેશદ્રોહનાં પડળ આવ્યાં હતાં. આ સોનાચાંદીની લાલચમાં ફસાઇ જઇ તેઓએ માત્ર પોતાના હૃદયની સ્વતંત્રતા વેચી એટલુંજ નહિં, પરંતુ માતાથી અધિક જન્મભૂમિની સ્વતંત્રતા પણ વેચી, અને પંજાબનું ભાગ્ય ફુટયું. આ પંચનદનાં ભાગ્ય ફુટયાં કે જ્યાં આર્યોએ વેદનું પહેલવહેલું ઉદ્‌ઘાટન કીધું હતું અને જ્યાંથી તેઓ સાક્ષાત્ કૃતકર્મા કહેવાયા હતા, જ્યાંની ભુમીમાં આર્ય સભ્યતાનો પહેલવહેલો વિકાસ થયો હતો; જે ભુમીમાં એક સમયમાં તક્ષશિલાના સરસ્વતી મંદિરમાં ચીન જાપાન વગેરે અનેક દૂરદેશથી આવી વીદ્યાર્થી જ્ઞાન સંપાદન કરવામાં પોતાનું ગૌરવ માનતા હતા, જે ભુમિમાં ગુરૂ ગોવિંદસિંહના શિષ્યો (સિખો)એ ભારત માતાનું ભાગ્ય

સુધારવા મૃત્યુશૈયાને પુષ્પની સેજ સમાન ગણી હતી, તેજ પંચનદનું ભાગ્ય દેશદ્રોહી મુખીઓના દ્રોહથી પરાધીનતાની કઠોર જાળમાં જકડાઇ ગયું. અને એ હતભાગ્ય દેશના આ ઢંગ જોઇને વિદેશી ઇતિહાસકારના હૃદયમાં પણ સિખો પ્રતિ સહાનુભૂતિનો ઉભરો પણ ચઢયા વગર રહયો નહિં. પંજાબની આવી સ્થિતિનું વર્ણન કરતાં વિદેશી ઇતિહાસકારો રોયા છે; અને ખુલ્લે હૃદયે રોયા છે. અને સ્પષ્ટ શબ્દોમાં કહયું છે કે જો સિખ સરદારો સોનાચાંદીના ચળકાટથી અંજાયા નહીં હોત, અને પોતાની બુદ્ધિ વેચી નહીં હોત તો કદાચ પંજાબ પરાધીન પણ ન હોત. એવા સહૃદય લેખકોમાં મી૦ કનીંગહામ છે. અને જોકે મી. કનીંગહામ સિખોના શત્રુ પક્ષના હતા, છતાં પણ સિખોની વીરતા અને ધીરતાપર અત્યંત મોહિત થઇ ગયા હતા. એમણે સિખોની નિષ્કપટ રણનીતિની પ્રશંસા કરી છે. પણ સાથે સૌથી પહેલું એ કહયું છે કે સભ્યતાની ઘમંડ કરવાવાળી ઇંગ્રેજ જાતિએ સોના ચાંદીની લાલચ આપી દેશદ્રોહી સિખ સરદારોને પંજાબની સ્વતંત્રતા વેચવા તૈયાર કર્યા હતા. મી. કનીંગહામને આ સત્ય હકીકત જાહેર કરવા વાસ્તે અનેક અપમાન અને કષ્ટ સહન કરવાં પડયાં હતાં. અને આવું સત્ય ન્યાયની ખાતર પોતાનાં પુસ્તકમાં ઉઘાડું પાડવા માટે તે વખતના લોર્ડ ડેલ્હાસીએ પોતાની કલમના ઝટકાથી એમને ભોપાલની નિમણુંકપરથી દૂર કર્યા. આ કારી ઘાથી મી. કનીંગહામનું હૃદય કંપ્યુ અને એમના પ્રાણ ગયા.

ઉપર લખ્યું છે તેમ પંજાબમાં આ સિખ લોકોની પરાધીનતા વિશે હજુ ઘણાં ગીતો ગવાય છે. પણ ચર્ચા માત્ર પંજાબમાંજ થતી નથી; ખુદ ઇંગ્લંડમાં પણ થાય છે અને હજુ સુધી પણ સિખ વિગ્રહ ઉપર નવાં પુસ્તકો લખાય છે. આ પુસ્તકમાં પ્રધાન સેના-

પતિથી માંડીને તે આધીન સેનાપતિની ડાયરીમાંથી કાંઇને કાંઇ નવીનતા પ્રગટ થતી રહી છે. અને એક સેનાપતિએ બીજા સેનાપતિની ભૂલ–ત્રુટીઓ બતાવી છે. આ ઉપરથી સમજાશે કે સિખવિગ્રહ ભારતવર્ષના ઇતિહાસમાં કેટલું મહત્વ ભોગવે છે. તેજ સાચો વીર જેની વીરતા ઉપર દુશ્મન પણ મોહિત થઇ જાય. અંગ્રેજો પણ સિખોની વીરતા ઉપર એટલા બધા પ્રસન્ન થઈ ગયા છે કે તેની મુક્તકંઠે પ્રશંસા કર્યા વિના રહેતા નથી.

પ્રભુની આ મંગલમય સૃષ્ટિમાં એક પાંદડું પણ વિના કારણ ખખડતું નથી. પંજાબની સ્વાધીનતા નષ્ટ થવામાં ઈશ્વરી શંકેત શું હશે એ કોણ કહી શકે ? પણ એક વાત પ્રત્યક્ષ છે કે પંજાબવાસીઓએ, અને ખાસ કરીને સિખોએ સ્વતંત્રતા દેવીને પ્રસન્ન કરવાને અનુપમ બલીદાન આપ્યાં હતાં. મોગલ બાદશાહોના છેવટના સમયમાં સિખોએ સમસ્ત સંસારની આંખ ઉઘાડી નાંખી હતી, કે જે જાતિ જીવતી રેહવા માંગતી હોય તેણે પહેલાં મરતાં શીખી લેવું જોઇએ, જે અપમાન સહન કરી જીવ્યો તે હમેશને માટે મરી ગયો, જે સન્માન પૂર્વક મરે છે તે અમર થઇ જાય છે. આ સિદ્ધાંતને લક્ષમાં રાખીને તે વખતે સિખ સ્વાધીનતા દેવીની ઉપાસનાના અધિકારી થયા હતા, આજે પણ મહાત્મા ગાંધીજીના આદેશથી સ્વતંત્રતા પ્રાપ્તિને માટે ભારત વર્ષમાં જે અસહયોગનું આંદોલન થઇ રહયું છે એના કારણોમાંનું પંજાબનું હત્યાકાણ્ડ મુખ્ય છે. આ સ્વાધીનતાના યુગમાં પંજાબની સ્વાધીનતાના હરણનો ઇતિહાસ અત્યંત મહત્વનો છે, કારણ કે જે ઠોકરો ખાવાથી પંજાબ પડયું, એનાથી સાવધાન રહેવું જોઇએ, અને જેનું પ્રાયશ્ચિત આપણી ભવિષ્યની પેઢીઓને ન કરવું પડે.

ગુજરાતીમાં સિખ ઇતિહાસ સંબંધી પુસ્તકો છપાયાં હોય એમ જણાતું નથી. "કોઇની ઇંટ ને કોઇનું રોડું" એ કહેવત પ્રમાણે આજ કાલ પુસ્તકો રચાય છે. આ પુસ્તક 'પંજાબ-હરણ' નામના હીંદી પુસ્તક ઉપરથી લખાયલું છે એ પુસ્તક 'દેશી મિત્ર' નામના પ્રખ્યાત અને વયોવૃદ્ધ વર્તમાન પત્રના ગ્રાહકોને ભેટ આપવા તૈયાર કરવામાં આવ્યું છે. અને એ પત્રના માલેક અને અધિપતિની વિનંતિ ઉપરથી ભૂમિકા મેં લખી છે. અને તે પણ મોટે ભાગે ઉકત હિંદી પુસ્તકના આધારેજ લખી છે. આશા છે કે આ પુસ્તક એકલા દેશીમિત્રના ગ્રાહકોજ નહીં પણ ઇતિહાસ રસિક ગૃહસ્થો પણ વાંચશે. અને વાંચી પ્રસન્ન થશે.

જેષ્ટ વદ ૯. ૧૯૮૦ એમ કે. દીક્ષીત.

---

# પંજાબપતન.

## પ્રકરણ ૧ લું.

### પંજાબની સ્થિતિ.



વિક્રમ સંવત ૧૮૯૬ ના આષાઢ માસની પુર્ણીમા ઈ. સ. ૧૮૩૯ તા. ૨૭ જુનનો દીવસ માત્ર કેવળ પંજાબમાંજ નહીં પરંતુ સમગ્ર ભારત વર્ષમાં ઘોર અંધકાર ફેલાવનારો દીવસ હતો. એ દીવસે સુર્ય અસ્ત થઇ ગયો, જેના પ્રખર કીરણોથી સમસ્ત પંચ નંદ ભૂમી પ્રજવલીત થઇ રહેલી હતી. કેવળ પંચનંદ ભુમીજ નહીં પણ દ્રઢતા, ધીરતા, અને વીરતાનો દમ રાખનાર કાબુલ પણ ઉક્ત પ્રબળ પ્રતાપી સુર્યના તેજસ્વી કીરણોનું તેજ સહન કરવામાં સમર્થ થઇ શકતું નહોતું. તે એટલે સુધી કે બ્રીટીશ સીંહની દ્રષ્ટીમાં પણ તે મહાન પ્રબળ પ્રતાપી ભાસ્કરના અતી જાજવલ્યમાન તિવ્ર કીરણોથી અંધકાર છવાઇ ગયો હતો. તે સુર્ય એજ દીવસે અસ્તાચળ ગામી થયો. એ દીવસ પાઠકો સમજી તો ગયા હશેજ, તે દિવસે, પંજાબકેશરી મહારાજા રણજીતસિંહ હંમેશને માટે ગઢ નિંદ્રામાં સુતા, જેની પહાડી ગર્જનાથી એક સમય કાબુલ પણ થરથર કંપતું હતું, જે વિર શીરોમણી રણજીતસિંહના અપ્રતીમ શૌર્યથી એક સમય પ્રતાપશાળી બ્રીટીશ-સિંહને પણ ચોંકતા રહેવું પડતું હતું, એ દીન, એ વિર આ સંસારમાંથી

કૂચ કરી ગયો. રણજીતસિંહની વીરલીલાની ભુમી ભારત વર્ષને માટે સાચ્ચી વીર હતી. ઇ. સ. ૧૮ ની સદીમાં ભારત વર્ષમાં એના સમાન કોઇપણ વિર પુરૂષનો જન્મ થયો નથી. પરદેશી ઇતીહાસ લખનારાઓએ તેમના ગુણોનું મુક્ત કંઠે ગાન કરતાં કહ્યું છે કે રણજીતસિંહ ખરેખર, સીંહ સમાનજ હતો, અને સીંહ સમાનજ આ જગતને ત્યાગી ગયો. આ નરકેસરી વીર શીરોમણીની બધી વાતોનું વર્ણન કરવું અસ્થાને છે. જેણે વિનયપૂર્વક શીક્ષા દીક્ષા ગૃહણ કરીને અસાધારણ પ્રતીભાનો પરિચય કરાવ્યો છે, તેની સાથે રણજીતસીંહની તુલના કરવી ઠીક નથી. રણજીતસીંહમાં શૌર્ય, પ્રાક્રમ, સાહસ, બુદ્ધિ અને શક્તી જે હતાં તે કોઇના આપવાથી ખીલેલાં નહોતાં. એ બધો જે વિકાશ તેઓ કરવા શકતીમાન થયા, તે તેમના પોતાના બળથીજ હતો. ઇશ્વરે આપેલી બુદ્ધિ, શકતી અને ચતુરાઇના બળથી રણજીતસીંહ જગતના મહાન સનમાનીત પુરુષોના પદ ઉપર જઇ પહોંચ્યા હતા. તેઓ પોતાની સેનાને સુરક્ષીત અને રણપારદર્શી કરવાનું મુખ્ય કામ, તેમણે કર્યું હતું. રણજીતસીંહ ઘોડેસ્વારીમાં, અસ્ત્ર ચલાવવામાં, અને શત્રુની સેનાદળને ભેદવામાં પૃથ્વીપરના કોઇપણ સાહસીક વીરથી ઓછી યોગ્યતા ધરાવતા નહોતા. એવા મહાપુરૂષના સંસારમાંથી ચાલ્યા જવાથી શું થાય? કલ્પના કરો, પંજાબની સ્વાધીનતા ઉપર કુહાડાનો ઘા પડયો, પંજાબ કેસરીના મૃત્યુની સાથે શીખોની સ્વાધીનતાની પુર્ણાહુતીના વાજીંત્રો વાગ્યાં.

મહારાજા રણજીતસીંહના સમયમાં શીખ સામરાજ્ય પોતાની પુર જાહોજલાલીમાં હતું. એ વખતે શીખોની વિજયપતાકા ઉત્તર અને ઇશાન ખુણામાં તેમજ ટીબેટની પર્વત માલાઓ પર ફરફરતી હતી. નૈરુત્ય ખુણામાં ઉસ્માખેલ અને ખૈબરઘાટ સુધી અને ત્યાંથી સુલેમાનની પર્વતમાળા

સુધી શીખ સામરાજ્યની સીમા જઇને મળી હતી. મીઠન કોટથી અમર કોટ ને ત્યાંથી સીંધુ નદી સુધી અને અગ્ની ખુણામાં સતલજ નદી સુધી તેની હદ હતી. સતલજને પેલે પાર પીસતાલીસ ગામ શીખ સામરાજ્યના આધીપત્ય હેઠળ હતાં. જે રાજ્યો આજે પણ કાસ્મીરના નામથી સુપ્રસીદ્ધ છે. ઉપરાંત તેની અંદરના ગીલગીટ આદી પ્રદેશ મહારાજા રણજીતસીંહથી સ્થાપીત થએલા પંજાબ રાજ્યની અંદરના હતા. રણજીતસીંહના સ્વર્ગવાસ પછી આ રાજ્યો પંજાબની સ્વાધીનતામાં ધુળ ભરવાના કારણભુત થયાં. મહારાજા રણજીતસીંહ વખતો વખત કહેતા હતા કે મારા મરણ પછી દસ વરસ સુધી મ્હારા પગરખાં રાજ્ય કરશે, વાત પણ એમજ બની. મહારાજા રણજીતસીંહના દબદમા, અને રુવાબ ઉપરથીજ વાંચકો અનુમાન કરી લેશે કે જે વખતે તેઓ રોગ શૈય્યા ઉપર પડેલા હતા અને પડ્યા પડ્યા મૃત્યુની વાટ જોઇ રહ્યા હતા તે સમયે પક્ષઘાતનો તેમના ઉપર એટલો બધો પ્રબળ હુમલો થયો હતો કે તે વખતે તેઓ પથારીમાંથી બેઠા પણ થઈ નહોતા શકતા; તેમ મોઢેથી બોલી પણ શકાતું નહોતું. આવી સ્થીતીમાં પણ કોઇ સરદાર અથવા તો નિકટના સંબંધીની એવી હીંમત ચાલી નહીં કે તેમની સામે નાફરમાનીનો ઝુંડો ઉઠાવે. ઇતીહાસના જાણકારોની જાણ બ્હાર નહીંજ હોય કે શાહજહાંનની બીમારીમાં તેના ચારે છોકરાઓએ જે પ્રકારનો ઉપદ્રવ મચાવેલો, અને ઔરંગઝેબે પોતાના વૃદ્ધ પીતા શાહજહાનને કેદ કરીને પોતાના ભાઇઓને મારીને દીલ્હીના તખ્ત ઉપર બેઠો હતો; તેમ પ્રબળ પ્રતાપી ઔરંગઝેબના સમયમાં પણ એવીજ ધાંધલ મચી હતી પણ મહારાજા રણજીતસીંહની અસાધ્ય બીમારીમાં પણ કોઇની સરખી પણ હીંમત કે આંગળી ઉંચી કરવા જેટલી થઇ નહોતી, રોગ શૈય્યા પર પડેલા આ નરકેસરીના ભયથી લોકો થરથર બ્હીતા હતા. ખરી વાત તો એ છે કે

રણુજીતસીંહનામાં વીજય પ્રાપ્ત કરવાની જે સ્વાભાવીક શક્તી હતી તેવીજ તેનામાં શાસન કરવાની પણ હતી. પરંતુ દુઃખની વાત એ છે કે મહારાજા રણુજીતસીંહની પછી તેમના ઉત્તરાધીકારીઓમાં કોઇ એવો દીર્ઘ દ્રષ્ટીવાળો ચતુર નર પેદા નહીં થયો કે જે આ વિશાળ રાજ્યને અશાંતી રૂપી ભયંકર રોગોના અંધકારમાંથી બચાવી લે. માત્ર તેમની આશા નૌનીહાલસીંહ ઉપર કાંઇક હતી, પણ પંજાબના દુર્ભાગ્યને લીધે તે શીઘ્રકાળનો ભક્ષ થયો.

દૂરદર્શી પંજાબ કેસરી મહારાજા રણુજીતસીંહે પોતાની સામે પોતાના મોટા પુત્ર ખડગસીંહને રાજતીલક કરી દીધું હતું. રાજા ધ્યાનસીંહને પ્રધાનપદે નીમ્યા હતા. પરંતુ રણુજીતસીંહના મૃત્યુ બાદ થોડા દીવસ પછી ધ્યાનસીંહ અને ખડગસીંહને અણબનાવ થયો. અને બંને જણાના અંતરમાંથી પંજાબ કેસરી મહારાજા રણુજીતસીંહના છેલ્લા આદેશ વિસ્મૃત થયા. પરીણામે એક બીજા પ્રતી બનેના અંતઃકરણમાં અણ બનાવનાં બી વવાયાં અને તેજ કારણને લઇને પંજાબના શીખ સામરાજ્યની અવનતીની શરુઆત થઇ. મહારાજા ખડગસીંહે ચેતસીંહને પ્રધાન મંત્રી નીમ્યા. એ વાત રાજા ધ્યાનસીંહને રૂચી નહીં. ચેતસીંહ ચારીત્ર્યહીન હોઈ સ્વભાવે દુષ્ટ હતો. મહારાજા ખડગસીંહ ચેતસીંહના હાથમાં એક પુતળા સમાન બની ગયા. હતા ઇતીહાસ કારો વળી એમ પણ લખે છે કે ખડગસીંહે છળકપટથી કેટલાક સર-દારોને મારી નંખાવ્યા હતા. અને ધ્યાનસીંહનો વધ કરવાની પણ કોશેશ કરી હતી. ધ્યાનસીંહ પણ કુટીલ નીતીનો અનુભવી હતો. એટલે તે ખડગસીંહને રાજ્યમાંથી ઉખેડી નાંખીને ગાદીપરથી ઉઠાડી મુકવાની પેરવીમાં પડયો. આ વખતે શીખ સામ્રાજ્યમાં ધ્યાનસીંહ

એક વિલક્ષણ શક્તી સંપન્ન વ્યક્તી હતો, તેણે શીખોમાં ખડગસીંહ સંબંધી એવી અફવા ફેલાવી કે ખડગસીંહે અંગ્રેજોની આધીનતાનો સ્વીકાર કરી લીધો છે. અને તેણે એક રૂપીઆ ઉપર છ આના કર આપવાનો પણ સ્વીકાર કરી લીધો છે. ખડગસીંહ અંગ્રેજોની સહાયથી શીખ સેના અને શીખ સરદારોને કાઢી મુકવા ચાહય છે અને તેમને સ્થાને અંગ્રેજ અફસરો રખાશે. બસ, હવે, જોઇએ શું ?! ધ્યાનસીં-હના આ મોહ ભર્યાં મંત્રની જાદૂઇ અસર શીખોમાં પ્રગટી, એ વખતે ઇસ્ટ ઇંડીઆ કંપનીના રાજકર્મચારીઓની દેશી રાજ્યો ઉપર વક્રદ્રષ્ટી હતી તેથી કરીને રાજા ધ્યાનસીંહની આ યુક્તીએ સારૂ કામ કર્યું; તે એટલે સુધી કે ખડગસીંહના પુત્ર નૌનીહાલસીંહ અને તેની પત્ની ચાંદ-કોર ધ્યાનસીંહના મોહી ભર્યાં મંત્રમાં વશ થઇ ગયા. કંઇક સરદારોની સાહયથી રાજા ધ્યાનસીંહે ચેતસીંહને મારી નંખાવ્યો અને મહારાજા ખડગસીંહને નજરબંધ કર્યો.

ચેતસીંહના વધ પછી ખડગસીંહ માત્ર નામનોજ વીશાળ શીખ સામ્રાજ્યનો અધીશ્વર રહયો. એથી કરીને તે કીલ્લામાં ન રહેતાં પોતાના નગરભવનમાં રહેવા લાગ્યો. જ્યાં પોતાની જીંદગીના અંત સુધી રહયો. ખડગસીંહને રાજ્યમાંથી હઠાવ્યા પછી વીશાળ શીખ સામ્રાજ્યનો ભાર એક વીસ બાવીશ વરસની ઉમ્મરના નવયુવક નૌનીહાલસીંહે લીધો. ઇતીહાસના જાણકારોને એ તો વીદીતજ હશે કે મહારાજા રણજીતસીંહના છેલ્લા સમયમાં જમ્મુના રાજા ધ્યાનસીંહ અને ગુલાબસીંહની શક્તી બહુજ વધી ગઇ હતી. ચેતસીંહની હત્યાથી જમ્મુના રાજાની હોંસ, હીંમત અતીશય વધી ગઇ,અને તેથી કુંવર નૌનીહાલસીંહને જમ્મુના રાજાઓની વધતી જતી શક્તીને રોકવાને માટે ચીંતાતુર થવું પડ્યું.

રાજ્યમાં આ વખતે બીજા કાંઇક વિરોધીઓ ઉભા થઇ ગયા હતા, કુંવર નૌનિહાલસીંહ જમ્મુના રાજાઓની શકતી તથા બીજા બખેડાઓને દાબી દેવાની ચેષ્ટા કરવા લાગ્યો, પરંતુ બ્રીટીશ એજંટ મી. કલર્કને આ ચેષ્ટામાં કુંવર બ્રીટીશ રાજ્યની સામે ષડયંત્ર રચતો હોવાનું લાગ્યું. વળી આવોજ સંદેહ મી૦ કલર્કની આગમચના અધીકારી મી૦ બેડને પણ આવ્યો હતો. કપ્તાન બેડે માત્ર મોઢેથીજ આ વાત કરી હતી કે કૂંવર નૌનીહાલસીંહ અંગ્રેજોની વિરૂદ્ધ ષડયંત્ર કરે છે. પણ કલર્ક સાહેબે તો આ બનાવને માટે ચીઠ્ઠી પણ કાઢી અને એવું સીદ્ધ કરવા ઇચ્છયું કે કૂંવર નૌનીહાલસીંહે પ્રોતાની ધર્મપત્ની પર કાગળ મોકલી અંગ્રેજોના બનાવેલા અફઘાન અમીર શાહસુજાની પ્રજાને ઉશ્કેરીને અંગ્રેજોના કટ્ટા દુશ્મન દોસ્તમહમદને પૈસાની મદદ આપવાનું સ્વીકાર્યું છે. કુંવર નૌનીહાલસીંહે આ શંદેશાનું તરતજ નીવારણ કરતાં ચોખ્ખું સ્પષ્ટતાથી એવું સાબીત કરી બતાવ્યું કે આ ચીઠ્ઠી જુઠી છે, પરંતુ આ બધા ઝઘડામાં રોકાવાના કારણને લઇને, જમૂના રાજાઓના વધી ગએલા બળને રોકી શકાયું નહીં. દરમ્યાન વચમાં તેનો પ્રાણ લેવાની પણ ઘટના બની. એ કારણને લઇને પંજાબનું એક અમુલ્ય રત્ન, આ સંસારમાંથી ચાલ્યું ગયું. તા.૫ મી નવેંબર ૧૮૪૦ને રોજ મહારાજા ખડગસીંહનો દેહાંત થ[illegible]. આ વખતે કૂંવર નૌનીહાલસીંહ પોતાના પીતા ની ઉત્તર ક્રીયા કરીને પાછો ફરતો હતો. દરમ્યાન માર્ગમાં એક દરવાજો તેના [illegible] ઉપર તુટી પડયો, અને તેને લઇને કુંવર નૌનીહાલસીં[illegible] અકાલ મૃત્યુવશ થયા અને પંજાબના શીખ સામરાજ્યનું ભવિષ્ય પણ અંધકારમય થયું. નૌનીહાલસીંહના મૃત્યુ પછી શીખ સામરાજ્યમાં અનેક બખેડા ઉત્પન્ન થયા જે બધા ડાબી દઇને રાજા ધ્યાનસીંહે શેરસીંહને

પંજાબના સીંહાસન ઉપર બેસાડયો. થોડા દીવસ પછી રાજા ધ્યાનસીંહ અને મહારાજ શેરસીંહ વચ્ચે પુનઃ અણબનાવ પ્રગટયો. બંને પરસ્પરમાં એક બીજાના લોહીના તરસ્યા થઈ બેઠા. છેલ્લે લ્હાનસીંહ અને અજીતસીંહના હાથથી રાજા ધ્યાનસીંહ તેમજ મહારાજ શેરસીંહ માર્યા ગયા. રાજા ધ્યાનસીંહના માર્યા જવા પછી તેના પુત્ર હીરાસીંહે શીખ સેનાને પોતાની સેના સાથે જોડી દઈને સીંધાનવાલા અને અજીતસીંહ તેમજ લ્હાનસીંહને મારી નાંખ્યા. સીંધાનવાલાના મરણ પછી મહારાજા દલીપસીંહ પંજાબના રાજસીંહાસન ઉપર બીરાજમાન થયા અને ધ્યાનસીંહનો પુત્ર રાજા હીરાસીંહ પ્રધાન મંત્રી થયો. પંજાબના રાજસીંહાસન ઉપર આરૂઢ થતાં મહારાજા દલીપસીંહ માત્ર પાંચ વરસની ઉમરનો બાળક હતો. દલીપસીંહની માતા મહારાણી જીન્દા રણજીતસીંહની પરમ માનીતી રાણી હતી. રણજીતસીંહની રાણીઓ ૧૬-૧૭ હતી.જેમાં સૌથી વધારે અધીક માનીતી મહારાણીજીંદાને તેઓ પરમ પ્યારથી ચ્હાતા હતા. તેઓ ત્હેને પ્રીય પતીની પરમ પ્યારીના સંબોધનથી સદા તેને માન આપતા હતા. રણજીતસીંહે મહારાણી જીન્દા સાથે વૃદ્ધાવસ્થામાં લગ્ન કીધાં હતાં. જીન્દાના પિતાનું નામ મન્નાસીંહ હતું જે મહારાજા રણજીતસીંહની સેનામાં ઘોડેસ્વાર હતો. સંવત ૧૮૯૪ સને ૧૮૩૭ ના ફેબ્રુવારીમાં મહારાજા દલીપસીંહનો જન્મ થયો, સંવત ૧૯૦૦, ઇ, સ. ૧૮૪૩ના સપટેંબરમાં દલીપસીંહ પંજાબની ગાદીપર બેઠો. પાંચ છ વરસની ઉમ્મરના આ નાના બાળકને સંસારની સારી નબળી વાતોનું કેટલું ગ્નાન હોય ! પણ આ વખતે કાંઇ પરદેશી ઇતીહાસ લખનારાઓ તરફથી કુંવર દીલીપસીંહ સંબંધી જે સંમતી પ્રગટ કરવામાં આવી છે તેથી એમ લાગે છે કે

કુંવર દલીપસીંહને જો મોટી ઉમ્મરમાં સ્વતંત્રતા પુર્વક રાજ્ય કરવાનો અવસર પ્રાપ્ત થયો હોત તો કદાપી પણ તે યોગ્ય પીતાનો અયોગ્ય સંતાન નહીંજ નીકળતે; પરંતુ તે બુદ્ધી શક્તી અને ચાતુર્યમાં વીકસીત થાય તે પહેલાં તો તેને પોતાના રક્ષણાર્થે જે ભક્ષકરૂપ હતા તેને લઇને રાજ્ય ખોવું પડ્યું. રાજનીતી! તું કેવા વિકટ ખેલ ખેલે છે! ત્હારા સ્ફુટ મર્મોના ભેદ યુરોપીઅન ચાલાકોને ઓળખવા કઠીણ છે, કેમકે માલુમ નથી પડતું કે કંઇ સલાહ અને કંઇ સીદ્ધીપત્રો કંઈ કાગળના કટકાઓ સમજી જવાય. કુંવર દલીપની માતા જીન્દા તેની રક્ષીકા નીમાઈ, ઇતીહાસના લખનારાઓમાંના અનેક તરફથી મહારાણી જીન્દાને વ્યભીચારીણી ઠરાવવા મોકળે મને કોશેશ થએલી છે, પરંતુ એ ઇતીહાસના લખનારાઓ પોતાની બુદ્ધી-શકતીથી કલ્પના સરખી પણ નથી કરતા કે મહારાણીના હાથમાં રાજ સત્તા જોઇને ઘણાઓના અંતરમાં તેણી પ્રત્યે દ્વેષનો વન્હી પ્રજ્વલીત ન થાય એવું કાંઈ ન્હોતું;ગમે તેમ હો,જે કાંઇ બન્યું પરંતુ તે બન્યું એમાં તો કાંઇપણ સંદેહ જેવું છેજ નહીં કે મહારાણીમાં ધીરતા, વીરતા, અને ગંભીરતાની કાંઇ પણ ખામી હતી; તેણી સર્વ પ્રકારે યોગ્ય હતી. અનેક વીપત્તીઓની સામે હીંમતથી ટક્કર ઝીલવામાં મહારાણી જીન્દાએ પોતાના ધૈયનો પરિચય કરાવ્યો છે, પોતાના ધૈર્યનો એવે પ્રસંગે ત્યાગ નથી કર્યો રાજા હીરાસીંહ ચતુર અને બુદ્ધીમાન હતો તે કાંઇક પર ભાષાથી પણ વિજ્ઞુપીન હતો.ખાસ કરીને તેનામાં અંગ્રેજી ભાષાનું અચ્છું જ્ઞાન હતું. રાજા હીરાસીંહના સલાહકાર પંડીત જલ્લા નામના એક પુરૂષ હતા. મંત્રી હીરાસીંહ અને રાણી જીન્દા પોતાના સલાહકાર જલ્લાપંડીતની સલાહથી રાજ્યનો પ્રબંધ કરવા લાગ્યા. આ વખતે

પંજાબનું શાસન સારી રીતે થવા લાગ્યું. પરંતુ કમનસીબે પંજાબના લલાટમાં સુખ અને શાંતી લખાયલાં નહોતાં એટલે થોડા દીવસ પછી તુરતમાં હીરાસીંહથી પણ લોકો નારાજ થવા લાગ્યા. દલીપસીંહના મામા જવાહરીસીંહ તથા અન્ય કેટલાક સરદારો હીરાસીંહ પાસેથી પ્રધાનપદ છીનવી લેવાની કોશીશ કરી હતી. અને તે એટલે સુધી કે હીરાસીંહના કાકા રાજા સુચેતસીંહ પણ હીરાસીંહના વિરોધી થઇ ગયા હતા. કાકા ભત્રીજા વચ્ચેના આ પરસ્પરના વિરોધનું કારણ રાણી જીન્દા હતી, તેણીં સુચેતસીંહને પ્રધાન મંત્રી બનાવવા ઇચ્છતી હતી, એક વખતે સાંજને સમયે સુચેતસીંહની સંમતીથી જવાહરીસીંહ મહારાજ દલીપ-સીંહને ખાલસા સેનાની પાસે લઇ ગયા અને કહ્યું કે હીરાસીંહ મહારાજને દુઃખ દે છે. જો તમે લોકો મહારાજ દલીપસીંહની રક્ષા કરશો નહીં તો હું તેમને અંગ્રેજોને શરણે લઇ જઇશ. હીરાસીંહે પહેલેથીજ એવી અફવા ઉરાડી મુકેલી હતી કે જવાહરીસીંહ દલીપસીંહને અંગ્રેજોને હવાલે કરવાના વીચારવાળો છે.જવાહરીસીંહને મ્હોઢેથી અંગ્રેજોનું નામ સાંભળતાંજ સેના ભડકી ઉઠી.તેણે જવાહરીસીંહને મહારાજ દલીપસીંહ સહીત આખી રાત પ્હેરામાં રાખ્યા અને સ્હવારે એ ખબર હીરાસીંહને પહોંચાડી, હીરાસીંહે જવાહરીસીંહને કેદ કરી લીધો અને સુચેતસીંહની સેનાની બંને પલટણો જે કીલ્લામાં કેદમાં હતી તેના હથીઆર હસ્તગત કરીને બહાર કાઢી મુકયા આ વાતથી સુચેતસીંહને બહુજ ખરાબ લાગ્યું. રાજા ગુલાબસીંહ સુચેતસીંહને સમજાવી પટાવીને પોતાની સાથે જમુ લઈ ગયા. મહારાજ દલીપસીંહ પાછા શહેરમાં આવતાં ૧૦૧ તોપોની સલામી થઇ, એજ દીવસથી ખાલસા સેના રાજા સુચેતસીંહને લાહોર દરબારના દુશ્મન તુલ્ય સમજવા લાગી. આ વખતે તો આ પ્રમાણે

હીરાસીંહે સુચેતસીંહ અને જવાહરીસીંહને કેટલાક દીવસ ખટપટ કરતા અટકાવી દીધા પણ તેના અંદરની જે અશાંતીની જ્વાળા ભભુકતી સદૈવને માટે રહી, તેણે સમય આવતાં પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું એ વખતે શીખ સામરાજ્યમાંના પ્રત્યેક સરદારોને રાજ્યની શકતી પ્રાપ્ત કરવાની એટલી બધી લગની લાગેલી હતી કે જેને લઇને તેના હૃદયમાં ભલા અગર બુરાનો કાંઇપણ વિચાર કરવાની શકતીનો અભાવ થઇ ગયો હતો. આ ગૃહ કલહ પંજાબની સ્વાધીનતાને માટે રાહુની દશા તુલ્ય હતો. દરેક સરદાર કાંઇને કાંઇ એવા પ્રકારની રીતભાત ચલાવતા કે જેથી જુના ઝઘડાઓ શાંત થવાનું તો દુર રહ્યું, પણ એવા નવા નવા ઉત્પાત ઉપસ્થીત કરતા હતા કે જેથી કાંઇને કાંઇ અનર્થ થયા વિના રહેજ નહીં.

હીરાસીંહના સલાહકાર જલ્લા પંડીતે એક બીજી પ્રચંડ જાળ એવી રચી કે રાજ્યમાંથી દલીપસીંહને દુર કરીને શેરસીંહના પુત્રને પંજાબનો રાજા બનાવ્યો. પણ તુરતજ આ વાતનો ભેદ ફુટી ગયો. રાણી જીંદાની સામે પડ્યા. જલ્લાની યુક્તીનો ગજપન્તો ન લાગ્યો. લાહોરમાં આ બધું તોફાન ચાલી રહ્યું હતું. ત્યારે બીજી બાજુએ જમ્મુ જઇને ગુલાબસીંહ પણ શાંતીથી બેસી રહ્યો નહોતો કેમકે એ સમયે શિખ સામ્રાજ્યના લગભગ તમામ મુખ્ય આગેવાનો પોતપોતાનો સ્વાર્થ સાધવામાં મશગુલ બની ગયેલા હતા. તેમણે એક બનાવટી પત્ર લાહોરના દરબારમાં એવો મોકલ્યો કે રણજીતસીંહના બે પુત્ર કુંવર પિશોરસીંહ અને કાશ્મીરાસીંહ સિન્ધાનવાળા અત્તરસીંહની સાથે મળી જઇને રાજ્યની વિરૂદ્ધ કાવત્રાં કરી રહ્યા છે.હીરાસીંહે તે બંનેને નસીહત આપવા માટે સેના મોકલી. ખાલસા સૈન્ય મહારાજા રણજીતસીંહના

૧૧૫૧૬



પુત્રો પ્રત્યે મોટું માન અને આદરભાવ રાખતી હતી. તેને ભય લાગ્યો કે રખેને હીરાસીંહે જે સેના લાહોરથી મોકલી છે તે રણજીતસીંહના છોકરાને મારી નાંખે એટલા માટે ખ્હીકના માર્યા ખાલસા સેનાએ હીરાસીંહને ધ્યાનસીંહના ઘરમાં કેદ કરી દીધો. હીરાસીંહે સેનાને વચન આપ્યું કે કાશ્મીરાસીંહ અને પીશોરસીંહ બંનેના પ્રાણ અને સમ્પત્તિની રક્ષા કરવામાં આવશે અને હવેથી જલ્લા પંડીત રાજના મામલામાં વિક્ષેપ કરશે નહી. ત્યારે હીરાસીંહને છુટો કરવામાં આવ્યો અને ગુલાબસીંહે દરબારની આજ્ઞા થવાથી પોતાની સેના કાશ્મીરસીંહ અને પીશોરાસીંહની સામે મુકાબલો કરવા મોકલી આપી ગુલાબસીંહની સેનાએ તેમની જાગીર તુરતજ જપ્ત કરી લીધી પણ બંને ભાઇઓ પોતાના પરીવાર સહીત નાસી છુટયા. થોડા દીવસ પછી ગુલાબસીંહે તેમને ધાક અને દીલાસો આપીને જમુમાં બોલાવ્યા અને નજરકેદ કરી લઇને એક લાખ રૂપીઆ તેમની પાસેથી લીધા. તે ખાલસા સેનાએ કાશ્મીરસીંહ અને પીશોરસીંહનો પક્ષ લીધો. તેથી લાચાર થઇને ગુલાબસીંહને ઉભયને ભેટ રૂપે-[નકારાણું] લઇને તેમને છોડી મુકયા. આટલું થયું છતાં પણ અંતઃકરણ નિર્મળ થયેલાં નહોતાં કહો કે વીધાતાજ પંજાબ ઉપર રૂઠી હતી. જેથી એક બીજાને ધુળ ભેગા કરવામાંજ શીખ સામ્રાજ્યના તમામ સરદારો પોતાની શક્તિનો વ્યય કરી રહ્યા હતા.

આ વખતે શીખ સામ્રાજ્યના ઉપર ભયંકર અશાંતી ઘેરાએલાં પ્રચંડ વાદળાંઓએ વિકાળ સ્વરૂપ ધારણ કરેલુ હતું. રોજ કાંઇને કાંઇ નવા નવા ગુલબાનો ઉઠતાંજ હતા. આ ગંભીર અશાંતીને લીધે રાજ્યની વ્યવસ્થા પણ બરાબર થતી નહોતી. મુલતાનના દીવાન સાવનમલના મરણ પછી તેનો પુત્ર મુળરાજ લાહોરના દરબારનો ખંડીયો

રાજા મટીને પોતે સ્વતંત્ર રાજા છે એવો દેખાવ તે કરવા લાગ્યો. એટલુંજ નહિ પણ તેણે ખંડણી આપવાનું પણ બંધ કરી દીધું. અહીંયા સુધી ખાલસા સેનાને પગાર પણ આપી શકાયો નહોતો. રાજ્યની આર્થીક સ્થીતી સુધારવા માટે જલ્લા પંડીતને નીમવામાં આવ્યો હતો. તેણે તમામ યુરોપીયનોને રૂખસદ આપી દીધી ખાલસા સેનાને પોતાનો પગાર ન મળવાથી અસંતુષ્ટ તો થયેલીજ હતી.તેમાં વળી કાસ્મીરસીંહ અને પીશોરસીંહના ઝઘડા નહીં પતવાથી તે વધારે અધીરી થઈ ગઇ હતી. તેણે રાજા સુચેતસીંહને મુખ્ય મંત્રીપદ લેવાને માટે કાસ્મીરથી બોલાવ્યો. લાહોરના દરબારમાંના કેટલાક સરદારોએ પણ સુચેતસીંહને હીરાસીંહની વિરૂદ્ધ ખરૂં ખોટું સમજાવ્યું અને બોલ્યો. આ બધી ધમાલ અને ખટપટમાં ૨૮ મી માર્ચ સને ૧૮૪૩ ના અરસામાં–સુચેતસીંહ પોતાના ભત્રીજા હીરાસીંહની પાસે પ્હોંચી ગયો. સુચેતસિંહના આગમનના સમાચાર સાંભળતાંજ હીરાસિંહ ઘણો ગભરાયો અને ખાલસા સેનામાં જવાને માટે પોતે તૈયાર થયો. તેણે પ્રત્યેક ઘોડેસ્વાર અને પૈદલ સૈનિકને એક એક સોનાનું કડું આપવાનો અને પ્રત્યેક સૈનિક અફસરને એક એક સોનાનો કંઠો આપવાનું વચન આપ્યું અને સેનાને એક જોશભેર અપીલ કરી કે ખાલસા સેના બહાદુર વીરો; તમારા જુના પ્રધાન, રાજા ધ્યાનસિંહનો દત્તક પુત્ર હું હીરાસિંહ તમારી સમક્ષ ઉભો છું. જો મેં કાંઇ પણ અપરાધ કર્યો હોય તો આ મારી તલવાર તમે લો, અને મારા શિરને ધડ ઉપરથી અલગ કરી દો, તમો મને મારી નાંખો પણ મને મારા આપણા કાકા-ફિરંગીઓના મિત્રોના હાથથી ન મરાવો. હું તમારા જેવા ખાલસા બહાદુરોના હાથથી મરી જવાનું વધૂ ખુશકારક અને કિંમતી સમજું છુ. પણ કાકાના હાથે

બેઇજ્જતભર્યા મોતથી મને મારી નં ખાવો નહીં જો તમોએ મારા કાકાને નથી બોલાવ્યા તો આવો ! તેમને અહીયાંથી મારી હડાવવામાં મને મદદ કેરો. ખાલસાના બહાદુરો ! તમારા શિવાય આ વખતે મને કોઇનો ભરોસો અને આશરો નથી.

હિરાસીંહના મોહભર્યા મંત્રે ધારેલું કામ કર્યું. ખાલસા સેના જે પહેલાં તેની વિરૂદ્ધમાં હતી તે તેની સાહયક થઇ ગઇ. ખાલસા સેનાએ રાજા સુચેતસીંહને જંમુ પાછા ફરવા જણાવ્યું. રાજા હીરાસીંહે પણ સુચેતસીંહને પાછા ફરવા જણાવી કહ્યું કે આપ તમારા પ્રાણ વ્યર્થ સમર્પણ કરવા શીદને આવ્યા છો.જમુ તરફ પાછા વળી જાઓ. સુચેતસીંહે આ સુચનાનો અસ્વીકાર કર્યો—તે તરફ દુર્લક્ષ કર્યું—અને એક જુની પુરાણી મસ્જીદમાં પોતાનો મુકામ કર્યો. તેની સાથે આ વખતે માત્ર ૪૦ આદમીઓ હતા. જમુથી તેની સાથે ૩૫૦ આદમી આવ્યા હતા. તેમાંથી ઘણાએક આસપાસના પહાડી સ્થાનોમાં ચાલ્યા ગયા હતા. સહવાર થતાંજ ખાલસા સેનાના ૧૪થી ૧૫ હજાર સ્વારોએ સુચેતસીંહને ઘેરી લીધો. મસ્જીદની પાસે અપંગ મુસલમાનોનું એક સ્થાન હતું. તેમણે ખાલસા સેના આવ્યાથી રાજા સુચેતસીંહને કહ્યું "અમો તમોને એવા વેશમાં લઇ જઇએ કે જેની ખબર કોઇને પણ ન પડે" પણ સુચેતસીંહે તે વાત લક્ષમાં લીધી નહીં અને કહ્યું "એ પ્રમાણે અપમાન સહન કરવું તેના કરતાં તો મરવું બહેતર છે" બીચારા આંધળા ફકીરો પણ આ સ્થીતીમાં ખાલસા સેનાના સૈનીકોને હાથે માર્યા ગયા. ખાલસા સેનાની તોપોનાં ગોળાનો વરસાદ વરસવા લાગતાં સુચેતસીંહ પોતાના ધૈર્ય અને શૌર્યનો પુરેપુરો અનુભવ કરાવતાં એક સાચ્ચા વીર સૈનીકને છાજે એવી રીતે જરાપણ ગભરાયા

વિના શાંત ચિત્તે કથા શ્રવણ કરી રહ્યો હતો. પરંતુ જ્યારે ખાલસા સેનાની તોપોના ગોળાથી મસજીદની દીવાલો તુટી પડી ત્યારે તે પોતાના સાથીઓ સહીત દુશ્મનની સેનાની સ્હામે થવા માટે બ્હાર મેદાનમાં પડયો. તેણે શેરની માફક ગર્જના કરતાં ખાલસા સેનાને સંબોધીને કહ્યું. "હું તમારી ઇચ્છાથી અને બોલાવવાથી તમારી વાતો ઉપર વિશ્વાસ રાખીને આવ્યો છું અને હવે ત્હમો મ્હને આ તરેહથી મારવા આવ્યા છો તે શું સારી વાત છે? મ્હને વિશ્વાસ છે કે ત્હમો આ વખતે મ્હારી સાથે એક સાચા સૈનીકને છાજે તેવી રીતે બ્હાદૂરીથી રજુ થશો. આવો, આવો, એકેક આદમી વારા ફરતી મ્હારી સામે આવી લડો કે જેથી દુનીઆંને પણ ખબર પડે કે રાજપુતો કેવા હોય છે એટલું કહી સુચેતસીંહ અને તેના સાથીઓએ વીરતા પુર્વક ખાલસા સેના ઉપર હુમલો કર્યો. રાજા સુચેતસીંહના પહેલા આક્રમણની સાથેજ ખાલસા સેનાની ચાર પલટણો ન્હાસી છુટી. સુચેતસીંહના વજીર રાય કેસરીસીંહે ભારે અદભુત પરાક્રમ કરીને પોતાની શુરવીરતા પ્રગટ કરી અને એકલે હાથે રાય કેસરીસીંહે ૨૦ આદમીને માર્યા. સુચેતસીંહના એક બીજા સાથી વખતસીંહે ખાલસા સેનાના બીજા ૧૭ આદમીને કાપી નાંખ્યા, આ રીતે ખાલસા સેનાના ૧૯૦ આદમી માર્યા ગયા. અને ઘાયલ થયા. રાય કેસરીસીંહે પોતાની પ્રચંડ વીરતાનો એટલે સુધી પરીચય કરાવ્યો કે તે વખતો વખત ઘાયલ થઇને મેદાનમાં પડતો પડતો પણ ફરી પાછો ઉભો થઇને પોતાના હાથમાં તલવાર લઇને ઉભો થતો અને ખાલસા સેના ઉપર આક્રમણ કરતો રહ્યો આવી રીતે સીંહની માફક લડતાં લડતાં કેસરીસીંહ છેલ્લે અશક્ત થઇ રણક્ષેત્રમાં પડયો. ખાલસા સેનાએ ભલીભ્રાંતીથી ખાટા દાંત કરીને સચેતસીંહ પોતાના સાથીઓ સહીત માર્યો ગયો. યુદ્ધની સમાપ્તી પછી જ્યારે હીરાસીંહ રણક્ષેત્રમાં

ઘાયલ થઇ અશક્ત થઇ પડેલા કેશરીસીંહની પાસે ગયો ત્યારે કેશરીસીંહે 'જયદેવ' કહીને હીરાસીંહને નમસ્કાર કર્યા અને પીવા માટે પાણી માંગ્યું. હીરાસીંહે આ વખતે કેશરીસીંહ પ્રત્યે અત્યંત નીષ્ઠુરતા બતાવીને પરાજીત થએલા શતરૂ ઉપર દયા કરવાના સનાતન નીયમનું ઉલંઘન કરીને કેશરીસીંહને ટાણો મારીને કહ્યું "પાણી પાસેના પહાડોમાંથી મંગાવો, ત્યાં બહુ સ્વચ્છ અને પીવા યોગ્ય પાણી મળે છે." હીરાસીંહનું વજ્ર સમાન હૃદય બીચારા કેશરીસીંહની દશા જોઇને જરાપણ ન પીગળ્યું પાણી માંગવા પછી કેટલાક વખત બાદ કેસરીસીંહનો આત્મા આ સંસાર છોડી ચાલ્યો ગયો.

રણક્ષેત્રમાં હીરાસીંહે પોતાના કાકા સુચેતસીંહને શોધી કાઢવાની ઘણીએ ચેષ્ટા કરી ત્યારે છેલ્લે બહુજ બારીક ખોળને અંતે તેને ધુળ, માટી અને લોહીથી ખરડાએલી સુચેતસીંહની લાસ મળી. સુચેતસીંહના સબને જોઇને હીરાસીંહનું વજ્ર જેવું હૃદય પીગળી ગયું. તેણે પોતાના કાકાના સબને નીહાળીને બહુજ રૂદન કર્યું. ખબર નથી કે તેનું આ રૂદન ખરેખરૂં હતું કે દુનીઆને બતાવવા પુરતું અગર તો કોઇ રાજનીતી વાળા હેતુસરનો તે આર્તનદ હતો. અસ્તુ. જે કાંઇ હોય તે ખરૂં. હીરાસીંહે પોતાના કાકાના સબને પાલખીમાં સુકી રાજસી ઠાઠ અને સનમાનથી એજ વખતે કીલ્લામાં પહોંચાડયું. કહેવત છે કે જીવતાં કરવડો છાશ નહીં ને મરણ પછી મસાણે ગાય દોવડાવાય તે મુજબ અહીંઆ પણ સુચેતસીંહની અંત્યેષ્ટી ક્રીયા ભારે ઠાઠમાઠ અને ધામધુંમથી થઈ. અંત્યેષ્ટી ક્રીયાના સમયે હીરાસીંહ અને તમામ શીખ સરદારોએ હાજર રહીને સુચેતસીંહના સબને અતીશય માન આપીને તેમના પ્રતીનું સન્માન પ્રગટ કર્યું. સુચેતસીંહની પાછળ તેની પાંચ રાણી સતી થઇ

બળી મુઇ. સુચેતસીંહ ઉપર વીજય મેળવ્યા પછી હીરાસીંહે ભારે ધામ-ધુમથી નગરમાં પ્રવેશ કર્યો. વિજય પ્રાપ્તીના જય સુચક નગારાંઓ સવારીની આગળ વાગી રહયા હતાં, અને ઠેકઠેકાણે તોપોની સલામી અપાઇ રહી હતી.

રાજા સુચેતસીંહના મૃત્યુ પછી જવાહરીસીંહ પણ હીરાસીંહના બળ સામે કેટલાએક દીવસ સુધી તો કાંઇપણ કરી શક્યો નહીં બલકે ડબાઇજ રહયો, પરંતુ તે પછી પણ શાંતીનો સંચાર તો નહીંજ થયો. જવાહરીસીંહ લાહોરમાં પોતાને અનુસરીને ચાલતું ધાર્યું ન થયું જોઇ અમૃતસર ચાલ્યો ગયો, ત્યાં તે કાંઇ નવરો બેઠો નહીં પણ અકાલી ભૈયા બાવા પુરોહીતો અને ગુરૂઓની સાથે મળી જઇને ષડયંત્ર રચવાની તૈયારી કરી. આ કામમાં લાલસીંહ પણ ગુપ્ત સ્વરૂપે તેનો સાહયક થયો. લાલસીંહ વીશે એમ કહેવાય છે કે તે હંમેશાં પોતાના પ્રતીપાલકો પ્રત્યે વિશ્વાસઘાત કરવામાંજ પોતાની ઉન્નતી સમજતો હતો. ખાલસા સેનાપતી અંગ્રેજો સાથે મળી જઇને તેણે જે વિશ્વાસ-ઘાત કીધો હતો. તેનું વર્ણન આગળ આવશે પણ તેણે પોતાના પ્રતી પાલક રાજા ધ્યાનસીંહના પુત્ર અને પોતાના મિત્ર હીરાસીંહ સાથે પણ વિશ્વાસઘાત કરવામાં કસર રાખી નથી. રાજા ધ્યાનસીંહની કૃપાથી તેને લાહોરના દરબારમાં સ્થાન મળ્યું હતું. તે હંમેશાં હીરાસીંહની સાથે રહેતો હતો. હીરાસીંહ અને તેની વચ્ચે ગાઢ મિત્રતા હતી.જલ્લા પંડીત સાથે પણ તેણે દોસ્તી કરી હતી. હાથમાં માળા પણ બગલમાં છરી, તેમ હીરાસીંહ અને જલ્લા પંડીત સાથેની તેની મિત્રાચારી પણ તેવીજ હતી. ઉપરથી મીત્રતા હતી પરંતુ અંદરથી તો તે જવાહરીસીંહની સાથે મળીને હીરાસીંહનો વિનાશ કરવાની ચેષ્ટા કરતો હતો. એજ સમયમાં મેજર્ કે

પ્રાંતમાં ઉનાવાલાના શરૂના એક ચેલા ભાઇ વીરસીંહે ૧૫૦૦ પેદલ સવાર પોતાની પાસે રાખી લીધા. કાસ્મીરસીંહ અને પીશોરસીંહ પણ તેના સાથી થયા. સીંધાનવાળા અતરસીંહ પણ આ દળમાં મળી ગયા. હીરાસીંહને વીરસીંહનું વધતું જતું બળ જોઇને સદેહ થયો અને તેથી તેણે પોતાના આ વિરોધી દળને પણ દબાવી દીધું. ભાઇવીરસીંહ, સીંધાનવાળા અત્તરસીંહ અને કાસ્મીરસીંહ ખાલસા સેનાથી લડતાં માર્યા ગયા. આ ઘટના બની તે પહેલાં એક દીવસ પીસોરસીંહ લાહોર આવ્યો આવ્યો હતો; તેથી તે બચી ગયો. હીરાસીંહે તેની જાગીર આપી દીધી અને તેનીબહુ સારી રીતે પ્રતીક્ષા કરી જાગીર આપવા અને પ્રતીષ્ઠા કરવામાં હીરાસીંહનો મુખ્ય ઉદેશ એજ હતો કે પીસોરસીંહ લાહોરમાં રહે તે દરમ્યાન કાસ્મીરસીંહ આદીની થએલી હત્યાનો તેને પત્તો ન લાગે. અને વાત પણ તેમજ બની લાહોરમાં રહ્યો તે દરમ્યાન પીસોરસીંહને આ હત્યાકાંડના કાંઇ પણ સમાચાર મળ્યા નહીં. પ્રકૃતીનો કાંઇ નીયમજ એવો છે કે આ સંસારની રંગભુમી ઉપર પ્રત્યેક અભીનેતા વધુ વખત સુધી પોતાનો અભીનય કરી શકતા નથી. બધામાં કાર્યકાલની સીમા હોય છે. તથાપી રાજા હીરાસીંહે પોતાની બધી શક્તીઓ આ સંસારમાં વીસારી દીધી હતી. તેમજ તેની શક્તીઓનું દમન પણ કરી દીધું હતું. રાજા હીરાસીંહના કાર્યકાલની સીમાની પણ હદ હવે લગભગ પુરી થઇ ગઈ હતી. પોતાની ઉન્નતીના માર્ગમાં નડતી કંટક રૂપી વીરોધી શક્તીઓને હઠાવતો હીરાસીંહ અંતમાં ખાલસા સેનાને હાથે માર્યો ગયો અને તેના સાથી જલ્લા પંડીતની પણ એજ દશા થઈ.

હીરાસીંહના મૃત્યુ પછી જવાહરીસીંહ પ્રધાન થયો પરંતુ જવાહરીસીંહ ઘણો નપાત દરમ્યાન પ્રધાનપદનો ઉપભોગ કરના શક્તીવાન થયો

નહીં. તેના મંત્રીપદના સમયમાં પણ પંજાબમાં ચારે બાજુએ અશાંતિ રૂપી જ્વાળા ધગધગતીજ રહી હતી, રણજીતસીંહની રાણીના પુત્ર પીશૌરસીંહની જવાહરીસીંહને બહુજ બ્હીક રહેતી હતી. રાજા ગુલાબસીંહ આવા ધીકી રહેલા દ્વેશાગ્નિમાં આહુતી નાંખવાનું કામ કરતો રહ્યો હતો અને વખતો વખત ભડકાવતો રહ્યો હતો. આમ કરવામાં તેનો સ્વાર્થ સમાયલો હતો આ સ્વાર્થમાં પહેલો સ્વાર્થ એ હતો કે પીશોરસીંહ જો માર્યો જાય તો તેના જંમુ રાજ્યમાં આવેલી જાગીર તેને મળવા પામે, બીજી મતલબ ગુલાબસીંહની એ હતી કે પીશોરશીંહના માર્યા જવા પછી ખાલસા સેના જવાહરીસીંહને પણ જીવતો રહેવા ન દે .એ દરમ્યાનમાં પીશોરસીંહે અટકનો કીલ્લો હાથ કર્યો. જવાહરીસીંહે પીશોરસીંહને ડબાવવાને માટે ફતેહખાં અને ચટરસીં અટારીવાળાને મોકલ્યા, એ લોકોએ ત્યાં જોયું કે સેના મધ્યેના બધા સીપાહો પીશોરસીંહ સીવાયના છે જેથી તેને દમ અને દીલાસો આપીને કીલ્લો હાથ કરી લીધો અને ભારે આદરસત્કારસહ લાહોર લઇ જવા નીકળ્યા બીજે દહાડે માર્ગમાં ચતરસીંહ અને ફતેહખાંને ઘણા સીપાહોની સાથે કુંવર પીશોરસીંહને ડેરા–મુકામ પર–પહોંચાડયા અને તેના હાથ બાંધી લઇ પગમાં ભારે બેડી નાંખી દીધી. આવી રીતે તેને હાથ પગથી જકડી લીધા પછી અટકના કીલ્લામાં લઇ ગયા જ્યાં તેનો–પીશોરસીંહનો–શીરચ્છેદ કરીને અટક નદીમાં ફેંકી દીધો. પીશોરસીંહની હત્યાના આ દુઃખદ સમાચાર મળતાંજ તમામ ખાલસા સેનામાં ખળભળાટ થઇ રહયો. પીશોરસીંહની હત્યાના કારણે ગુસ્સાના આવેશમાં સેનાએ જવાહરીસીંહને મારી નાંખવા નિશ્ચય કર્યો. જવાહરીસીંહે પોતાનો પ્રાણ બચાવવાના આશયથી વિધવિધ તરેહની યુકતી–પ્રયુકતીઓ કરી સેનાને લોભ લાલચમાં

લપટાવવા પ્રયાસ કર્યો પરંતુ સેનાના સીપાહો તલ માત્ર પણ પોતાના મક્કમ વિચારોમાંથી પાછા હઠયા નહીં. વિક્રમ સંવત ૧૯૦૨ તા. ૨૧મી સપટેંબર સને ૧૮૪૫ ને રોજ જવાહરીસીંહ મહારાજ દલીપસીંહને ખોળામાં લઇ હાથી પર સવાર થઇ બીજા હાથીપર પોતાની બ્હેન-અર્થાત-મહારાજ દલીપસીંહની માતા રાણી જીંદાને બેસાડીને એવા સ્થાન ઉપર ગયાં કે જ્યાં શીખોની સેના પડેલી હતી. એ સેનાના સીપાહોએ કુંવરદલીપસીંહને તેની ગોદમાંથી છીનવી લઇ જવાહરીસીંહને મારી નાંખ્યો. જવાહરીસીંહનો માર્યા જવાથી રાણી જીંદાને અતીશય શોક થયો રાણી અને જવાહરીસીંહ જે ધન પોતાની સાથે લઇને નીકળેલાં તે બધું ધન ખાલસા સેનાએ લુંટી લઈ હાથ કર્યું અને બીજું જે કાંઇ હતું તે પણ લઇ લીધું. એ વખતે ખાલસા સેનાએ રાજા દલીપસીંહને રાણી જીન્દા પાસેથી દૂર કીધો. કેમકે ખાલસા સેનાને એવો વ્હેમ હતો કે મહારાણી રખેને આત્મઘાત કરી નાંખે અથવા તો રખેને ક્રોધાતુર થઇને દલીપસીંહને મારી નાંખે. જ્યારે આ ડર તેઓનો દૂર થયો ત્યારે કુંવર દલીપ-સીંહને મહારાણીની પાસે પહોંચાડી દેવામાં આવ્યો. સૈનીકોએ આખી રાત મહારાણી ઉપર ચોકી કરી એવા હેતુથી કે રખેને આત્મઘાત કરે. તો તેવા પ્રસંગે અટકાવી શકાય. રાણી જીન્દા આખી રાત પોતાના ભાઇના મૃત્યુના કારણે રોતી કકળતી અને ખાલસા સેના ઉપર ધીટ-કારના પ્રહાર કરતી રહી. બીજે દીને સ્હવારે તેણીને પોતાના ભાઇની લાસ જોવાને મળી લાસનો દેખાવ અતીશય કરૂણાજનક હતો. પોતાના ભાઇની મૃતકદેહ-લાસ-નીહાળતાં સમીપ રાણી જીન્દાએ પથ્થર જેવા વજ્ર હૃદયને પણ પીગળાવી નાંખે એવો વીલાપ કર્યો. તેના રૂદન અને વીલાપને જોઇને જવાહરીસીંહની હત્યા કરવામાં જેઓ સામેલ હતા

તેઓ પણ રોવા લાગ્યા. શોકથી અધીર થઇને મહારાણી જીન્દા પોતાની જાતને ઘડીકમાં જવાહરીસીંહની લાસ પર નાંખતી હતી તો વળી ઘડીકમાં દલીપસીંહને બીજી વખત શબ ઉપર નાંખી દેતી હતી. મહારાણી જીન્દાની દશા આ વખતે ગાંડા જેવી થઇ ગઇ હતી. અને ક્રોધમાંને ક્રોધમાં પોતાના બાલોને ઘડીકમાં ખેંચતી તો ઘડીકમાં કપડાં ફાડતી હતી. ભારે મુસ્કેલી વચ્ચે લોકો તરફની અતીશય સમજાવટ અને બળ જબરીથી તેણીને ત્યાંથી હટાડવામાં આવી ત્યારેજ તે ત્યાંથી હટી. બીજે પ્હોરે રાણી જીન્દાને શહેરમાં પહોંચાડવામાં આવી અને લાસને મસ્તી દરવાજાની પાસે અગ્ની સંસ્કાર કરવામાં આવ્યો, જવાહરીસીંહના મૃત્યુ પછી કેટલાએક અઠવાડીઆં સુધી મહારાણી જીન્દા શોકમાં ગીરફતાર રહી; તેણી તે નિત્ય પ્રતી પોતાના માથાના બાલ ખુલ્લા કરીને લાહોરની ગલીઓમાં ઘુમતી સર્વ સાધારણની માફક પડદા સીવાય પોતાના ભાઇની સમાધી પર બાગની બ્હાર મસ્તી દરવાજે જતી હતી. ત્યાં પોતાના ભાઇની સમાધી ઉપરતેણી ભારે વીલાપ કરતી હતી. કેટલાએક દીવસ પછી સમજુ વૃધ્ધો તેમજ સરદારોમાં એક બાબદચર્ચા ચલાવવામાં આવી જે વખતે મહારાણી જીન્દાએ કહ્યું કે જો મ્હારા દુશમનોને પકડી મ્હને સોંપી દેવામાં આવે તો મ્હને સંતોષ થશે. પંચાયતે મહારાણીના કથન મુજબ નીશ્ચયકરી રાજા સુચેતસીંહના મંત્રી જવાહરીમલ જે જવાહરીસીંહની સામે વિરૂદ્ધનું ષડયંત્ર રચવામાં સામેલ હતો તેને પકડીને રાણીને સોંપી દીધો તે સીવાય બીજા પણ કેટલાક ગરીબ રજપુતોને પકડવામાં આવ્યા, આ બધાને રાતોરાત શહેર બહાર પહાડોમાં કેટલાએક ઘોડેસ્વારોની સાથે મોકલી દેવા હુકમ કર્યો. અને મહારાણીએ પણ બીજો કોઇ ઉપાય નહીં હોવાથી શાંતી ગ્રહણ કરી.

—

જ્વાહરીસીંહના મરણુ પછી પંજાબમાં પુરી અશાંતી ફેલાઇ ગઇ, કોઇપણ ધણી રૂણી ન રહો. રાજા ગુલાબસીંહને મંત્રીપદ લેવાનું કહેવામાં આવ્યું. પણ તે દીર્ઘદ્રષ્ટીવાળા ગુલાબસીંહને ખાલસા સેનાના બળને લઇને મંત્રીપદ લેવું રૂચ્યું નહીં અને તેણે તેથી તે સ્વીકાર્યું નહીં જેપરથી તેજસીંહને મંત્રીપદ સ્વીકારવા કહેવામાં આવ્યું પરંતુ તેણે પણ ઉપલાજ સબબે અસ્વીકાર કર્યો.

આ સમયે પંજાબના પ્રધાન–મંત્રી–થવાનું કામ એ કાંઇ લાડવો ખાવાનું કામ નહોતું. એ સમય તો મંત્રીનું કામ બે ચાર સવાલોના જવાબ આપી દીધા અથવા સારી વકૃત્વતા બતાવી એટલે પત્યું એમ નહોતું. એ સમયે તો પંજાબનો મત્રી તેજ થઇ શકતો હતો કે જેનામાં ખાલસા સેનાને પોતાના કાબુમાં રાખવાની શકતી હોય. સમસ્ત પંજાબમાં એ વખતે એવો કોઇ માયનો પુત નજરે પડતો નહોતો. ખાલસા સેનાના શકતીના બળને લઇને કોઇની પણ હીંમત મંત્રીપદ લેવાને ચાલી નહીં. જે કોઇને કહેવાણું તે બધા તરફથીજ અસ્વીકાર થતો રહયો હતો. મંત્રીપદનો આ રીતે જ્યારે કોઇ પણ સ્વીકાર કરવા તૈયાર થતું નથી એમ જોવામાં આવ્યું; ત્યારે મહારાણી જીન્દા પ્રતીપાલક (રીજન્ટ ઓફ સ્ટેટ) થઇ. પછી દીવાન દીનાનાથ, ભાઇ રામસીંહ, મીસર લાલસીંહ વીગેરે રાજકીય સંબંધમાં મસલત કરી સલાહ આપતા રહયા અને તેમના કહેવાનુસાર રાજ્યકારોબાર ચલાવવામાં આવતો રહયો લાલસીંહને મહારાણી અધીક વ્હાલી હતી, તેણીની ઇચ્છા તેની વિશેષ ઉન્નતી કરવાની હતી અને મંત્રીપદને માટે પાંચ આદમીઓના નામની ચીઠી નાંખવામાં આવી જેમાં લાલસીંહના નામની ચીઠી નીકળી આવી પરંતુ સેનાએ તેનું પ્રધાનપદ પર નીમાવું કબુલ ન કર્યું

જેથી લાલસીંહ મંત્રી થઇ શકયો નહીં. મહારાણી ઝીન્દા પોતે બધો રાજકારભાર કરવા લાગી, લાલસીંહ રાજકાર્યમાં સહાય કરવા લાગ્યો. તેજસીંહ સેનાપતી થયો. લાલસીંહને મહારાણી ઝીન્દાએ રાજાની પદવી આપી, પરંતુ બધા કાર્યોનો અધીકાર તો સેનાને આધીનજ રહયો. આ અંદરની પરીસ્થીતીનેલઇને તેમજ ખાનગી ઝઘડાઓ અને આપસ આપસની ફુટફાટને લીધે પંચનદ ભુમીની સ્વાધીનતાને મહારાજ રણજીતસીંહ દ્વારા સંસ્થાપીત વિશાળ શીખ સામરાજ્યને—કેવી રીતે માટીમાં મેળવી દેવાયું તે હવે પછી આગળ જોઇશું.

---

## પ્રકરણ બીજું.

### લડાઇનાં બી અને યુદ્ધની ઘોષણા.

જે વખતે પંજાબમાં આ પ્રમાણેની ગડબડ ચાલી રહી હતી. તે વખતે અંગ્રેજો કાંઇ નિશ્ચિંત થઇને બેઠા નહોતા. ઇસ્ટ ઇન્ડીયા કંપનીના દૂરદર્શી કારોભારીઓ એ વખતે એટલું તો સમજીજ ગયા હતા કે કોઇ ન કોઇ એક દિવસે તો વિશાળ શિખ સામ્રાજ્યની સેના સાથે અથડા અથડી થયા શિવાય રહેવાની નથીજ; અગરજો એમ કહીએ તોપણ ખોટું નથી કે દુરદર્શી અંગ્રેજોએ એ પણ જાણી લીધું હતું કે પંજાબ હસ્તગત કર્યા શિવાય હિન્દના ઉત્તર પશ્ચિમ ભાગમાં અંગ્રેજોની રાજ્ય સત્તા સ્થિર રહેવી શકય નથી. પંજાબમાં અશાંતિનો જવાળાતો સળગી રહેલી હતીજ, ત્યારે અંગ્રેજો પણ ગોઠવણ ઘાટ રચી રહ્યા હતા. અને યુકતી પ્રયુકતીઓ ચલાવીને પોતાના દાવ પેચો લગાવવા શરૂ કરી દીધા હતા જેથી શિખોના હૃદયમાં એ વાત

પણ રમી રહેલી હતીજ કે અંગ્રેજોનો ડોળો પંજાબ ઉપર ચોંટેલો છે, ખાલસા સેનાના બ્હાદુર શીખોમાં એવી અફવા ઘણી જોસભેર ફેલાઇ ગયેલી હતી કે અંગ્રેજો પંજાબ ઉપર પોતાનો અધિકાર સ્થાપવા ઇચ્છા રાખી રહયા છે. મહારાજા શેરસિંહના કાળમાં ખાલસા સેના ઉત્તેજીત થઇ ગઇ હતી, તે વખતે અંગ્રેજોએ શેરસીંહ સમક્ષ એવી માંગણી કરી હતી કે અમે બાર હજાર બ્રિટીશ બ્હાદુર સૈનીકોની સાથે પંજાબ પ્હોંચીને મદદ કરવા તૈયાર થયા હતા માટે તેના બદલામાં અમને ૪૦ લાખ રૂપીઆ અને સતલજનો દક્ષિણનો પ્રદેશ આપવો પડશે. શેરસીંહ અંગ્રેજો તરફની આ માંગણીથી ચિંતાગ્રસ્ત થયો, કેમકે જો આ માંગણીનો સ્વિકાર કરી લેવામાં આવે તો તેને પોતાની પ્રબળ સેનાના હાથથી માર્યો જવાનો ડર લાગ્યો હતો. એ ડર કાંઇ ખાલી નહોતો, પરંતુ તે ખરોજ હતો કેમકે તે સમયે શિખ લોકો વેદિશીઓના હાથમાં પોતાની સ્વતંત્રતા વેચવાને માટે તૈયાર નહોતા. તેમ ઇસ્ટ ઇન્ડીયા કંપનીના ચતુર કારોબારીઓ પણ કાંઇ ચુપચુપ બેસે એવા ન્હોતા તેઓ તક સાધવામાં કુશળ હતા આવા સંજોગોમાં અફગાનિસ્થાનના અંગ્રેજ એજંટે એવું જાહેર કર્યું કે હવે પંજાબ રાજ્ય સાથની અમારી કરેલી સન્ધી નો ભંગ થઇ ગયો છે એટલે પેશાવરને અમે શિખો પાસેથી છીનવી લઇને અફગાનોને ભેટ કરીશું. અંગ્રેજ એજંટનું આ કથન શું સુચવતું હતું? શિખોના ઉપર તે વજ્ર સમાન પ્રહાર કરનારજ હતું.કેમ જાણે વીના મેઘે વિજળી પડી હોયની તેમ આથી શિખો વિચારવા લાગ્યા કે અરે જે અંગ્રેજોની સાથે અમે મિત્રતાનું અભિમાન રાખીએ છીએ તેજ અમારૂં સર્વ નાશ કરવા તૈયાર થયા છે. અરે! આ કેવી મિત્રતા!

અગાઉ પણ આવીજ બે ચાર ઘટનાઓ બની ગઇ હતી જેથી શીખોનાં સંદેહમાં વધારો થયો.

વિક્રમાર્ક સંવત ૧૮૬૨ સને ૧૮૦૬ ઈ. સ. માં અંગ્રેજોએ શીખ રાજ્યની સમીપમાં અંગ્રેજ સૈનીકોની છાવણી, નહીં બનાવવાની પ્રતીજ્ઞા કરી હતી. પરંતુ પાછળથી આ પ્રતીજ્ઞા તેઓની સ્મૃતી બહાર થઇ ગઇ. શીખ રાજધાની લાહોરની સમીપ લુધીઆનામાં અંગ્રેજો તરફથી પોતાની છાવણી નાંખવામાં આવી. અને નેપાલના યુદ્ધ પછી. સબથુમાં પોલીસની રક્ષાર્થે એક પલટણ નીયત કરી દેવામાં આવી. વિક્રમાર્ક સંવત ૧૮૯૮ સને ૧૮૩૮ ઇસ્વીસમાં લાહોરની પડોસમાંના બેરથળો ઉપર અંગ્રેજ સેના રાખવામાં આવી. અંગ્રેજોએ ઇરાનપર ચઢાઇ કરવાના આશય હેઠળ ફીરોજપુરમાં ૧૮ હજાર સૈનીકોની સેના રાખી હતી. ફીરોજપુર રાણી લછમનકોરને આધીન હતું. રાણી લછમનકૌર વિધુરાવસ્થા ભોગવતી હોઇ સંતતી વીહીન હતી. એક વખત આ નીરાધાર વીધુર અબળા હસ્તકના ફીરોજપુરને એક રાજ્ય લોભી તરફથી પચાવી પાડવાનો હેતુ રખાયો હતો. તેવા પ્રસંગે મહારાજા રણજીતસીંહે સાહ્ય કરી રાજ્યને વૈરીના પંઝામાંથી બચાવી લીધું હતું. રાણી લછમનકૌરના સ્વર્ગવાસ પછી અંગ્રેજોએ ફીરોજપુર પરની પંજાબની સત્તાનો અસ્વીકાર કરી પોતાના રાજ્ય સાથે જોડી દીધું; જે સમયે ફીરોજપુરમાં અંગ્રેજોએ પોતાના બાર હજાર સૈનીકોની સેના રાખી હતી, તે સમયે જોકે કહેવામાં આવ્યું હતું કે એ ફક્ત એકજ વર્ષ રાખવામાં આવશે; પરંતુ વરસ પુરું થયું છતાંએ સેનાને ખસેડી લેવામાં ન આવી બલ્કે અફઘાનીસ્તાન સાથે લડાઇનો આરંભ થતાં ત્યાં છાવણી નાંખવામાં આવી. ઉપરાંત પહાડી ભાગોમાં પણ છાવણી

નાંખવામાં આવી. વિક્રમાર્ક સંવત ૧૮૯૫ સને ૧૮૩૮ ઇસવીમાં સીમા પ્રાંતમાં ફક્ત ૨૫૦૦ અંગ્રેજ સૈનીકો ઉપરાંત ૭ તોપ હતી ત્યાં લોર્ડ ઓકલાંડના સમયમાં આઠ હજારની સેના વધારવામાં આવી. જે લોર્ડ એલીનબરોના સમયમાં વધારીને ચઉદ હજારની કરવામાં આવી. અને લોર્ડ હાર્ડિંજના સમયમાં ૩૨ હજારની થઇ જ્યારે ૭ તોપોને સ્થાને ૬૮ તોપો રખાઇ. ઉપરાંત મેરઠમાં પણ તોપો સહીત દશ હજાર સૈનીકોની ફોજ રાખવામાં આવી. આ રીતે સેનાની તૈયારી નીહાળતાં પંજાબ વાસીઓને ખાત્રી થઇ ગઇ હતી કે રાખવામાં આવેલી સેના ફક્ત રાજ્યના રક્ષણાર્થેજ નથી પરંતુ એનું મુખ્ય કારણ—એનો મુળ ઉદેશ—તો બાળક દલીપનું રાજ્ય સ્વાધીન કરવાનોજ છે.

આ બધા કારણો ઉપરાંત શીખોને ઉત્તેજીત થવાને એક કારણ એ પણ સહાયભુત થયું કે કુંવર નૌનીહાલસીંહના સમયમાં કેટલાક અંગ્રેજોએ એવી પણ માંગણી કરી હતી કે રણજીતસીંહના પૌત્રના દેહાંત પછી પેશાવરથી પંજાબને અલગ કરીને કાબુલને તત્કાળ અમીર—અંગ્રેજોના મીત્ર શાહસુજા—ને ભેટ કરી દેવાશે. અફઘાન યુધ્ધની સમાપ્તી પછી આ સમાચાર વીજળીને વેગે સમસ્ત પંજાબમાં ફેલાઇ ગયા હતા અને તે એ રીતે કે અંગ્રેજ લોકો સતલજ નદી ઉપર પુલ બાંધવા માટે મુંબઇથી હોડકાઓ તેમજ નૌકાઓ મંગાવી રહયા છે અને મુલતાન ઉપર આક્રમણ કરવાના હેતુથી પાંચ હજાર સૈનીકોની ફોજનો જમાવ કરી રહયા છે. અદ્યાપી પણ આ સમાચાર અંગ્રેજોએ શીખ દરબારમાં મોકલ્યા નહીં, શીખો અંગ્રેજોની પહેલેની વર્તણુંકથી વાકેફગાર હતા એટલે તેમને આ બાબતમાં કાંઇપણ સંદેહ રહયો નહીં, પરંતુ ઉલટોકાંઇ ને કાંઇપણ સંદેહ ઉપજતોજ રહયો અને બીજાં પણ કામો થતાંજ રહયા.

અને ૧૮૪૩ ઈ. સ.માં મેજર બ્રાડફુટ સાહેબ એજંટ નીમાયા. શીખ લોકો બ્રાડફુટ સાહેબથી નારાજ હતા, તેમણે એજંટના પદ ઉપર આરુઢ થતાંની સાથેજ પ્રત્યાલા આદી લાહોર દરબારના સતલજપરના તટસ્થીત રાજ્યોને અંગ્રેજોને આધીન-રક્ષક તરીકે જણાવ્યા. વળી કેવળ એ રાજ્યો ઉપર રક્ષાનો બળાત્કાર કરીનેજ ચુપ નહીં રહયા પરંતુ એટલે સુધી જાહેર કર્યું કે દીલીપસીંહના મૃત્યુપછીઅથવા જો કોઇ કારણને લઇને તે પદભ્રષ્ટ થાય તો એ રાજ્યનો અધીકાર અંગ્રેજ રાજ્યને આધીન થઇ જશે. આજ પ્રકારની બીજી પણ કેટલીક નાની મ્હોટી ઘટનાઓ બની. જેને લઇને શીખોમાં વધારે સંદેહને સ્થાન મળતું રહયું જોકે તેમણે ધૈર્યનો તો પરીત્યાગ કર્યો નહીંજ. મેજર બ્રાડફુટ સાહેબ શીખોને વધારેને વધારે ઉશ્કેરતાજ રહયા. તેણે ફટકપુરામાં કેટલાક શીખ ઘોડેસ્વારો ઉપર હુમલો કરવાની આજ્ઞા આપી દીધી આથી પણ શીખોમાં શાંતીનો ભંગ તો જોકે નહીં થયો, પણ ઉલટા તેમણે તો પોતાના શાંત સ્વભાવનો પરિચય કરાવ્યો. એ દીવસોમાં અંગ્રેજોએ નાના નાના જહાજો જે વીના રક્ષાએ સતલજ નદીમાં જાવ આવ કરતા હતા ફીરોઝપુરના કીલ્લાની પાસેજ શીખોની ગગનવીહારી તોપોની સામે એક જહાજ ઘણા દીવસો થયાં લંગર કરી રહેલું હતું છતાંએ તેના ઉપર શીખો તરફથી કશી પણ હાથચાલાકી કરવામાં આવી નહોતી. શીખોના આવા શાંત સ્વભાવની કેટલાક અંગ્રેજોએ જોકે મુક્ત કંઠે પ્રશંસા કરેલી છે પરંતુ મેજર બ્રાડફુટ સાહેબથી શીખોનો આવા પ્રકારનો શાંત સ્વભાવ પણ સહન થઇ શકયો નહીં.મુલતાનના દીવાન મુલરાજ શીખ દરબારને આધીન હતા. તેણે લાહોર દરબારની વીરુદ્ધ થવા માટે સુદ્દઢ

માંગી–ડાહાપણુ ભરી રીતે વર્તવામાં બીન કુશળ એવા બ્રાડફુટ સાહેબે મુળરાજને સાહ્ય કરવા સ્વીકાર્યું અને પરીણામે બળતામાં ઘી હોમાવા જેવું થયું. શીખોની લાગણી આથી વધારે ઉશ્કેરાવા પામી.

મેજર બ્રાડફુટ સાહેબજ નહીં પણ સીંધના વીજયી નેપીઅર સાહેબે પણ શીખોને ખીજવાટ મળે તેવું કારણ ઉપસ્થીત કરવામાં કાંઇ બાકી રાખ્યું નહીં. સંવત ૧૯૦૨, ઈ. સ. સન ૧૮૪૫ માં લુંટારા વાટપાડુઓની પુંઠ લેવા જતાં કેટલાક શીખ ઘોડેસ્વાર સીંધ પ્રદેશની સમીપમાં જઇ ચઢયા હતા તે વખતે સીંધના પહાડી પ્રદેશ અને નદીના તટ વચ્ચેની સીમાઓ ઇસ્ટ ઇંડીઆ કંપની અને લાહોર રાજ્ય વચ્ચેની કાંઇ નક્કી થએલી સીમા નહોતી એટલે એ કહેવું તો મુશ્કેલી ભર્યું હતુંજ કે શીખ સ્વારો બ્રીટીશ હદની અંદર પ્રવેસ્યા હતા. પણ નેપીઅર સાહેબે તો શાંતીનો ભંગ થયો છે એવું બ્હાનું બતાવીને સવારો ઉપર હુમલો કર્યો. આ પહેલાં પણ સીંધની પાસે નેપીઅર સાહેબે અંગ્રેજોની એક છાવણી નાંખવાની માંગણી કરી હતી અંગ્રેજ સરકારે તેની આ માંગણી સ્વીકારેલી નહી જેથી નેપીઅર સાહેબની આશા જે મોટી છાવણી બનાવવાની હતી તે પાર પડવા પામી નહીં. સીંધના આ વીજયી નેપીઅર સાહેબ અને કપટ કુશળ બ્રાડફુટ સાહેબને આટલેથી શાંતી વળી નહીં. તેમણે આગળ વધવા વિચાર કર્યો પરંતુ તેમણે એમ ન વીચાર્યું કે આ બધી બાબદોનું કેવું દુઃખદ પરીણામ નીપજશે! મેજર બ્રાડફુટે લુધીઆનાની પડોશના બે શીખ મુલકોને બ્રીટીશ સત્તા હેઠળ જોડી દીધાં અને તેના કારણ તરીકે એવું જણાવ્યું કે એ સ્થાનોમાં બ્રીટીશ રાજ્યના અનેક ગુન્હેગારો ન્હાસી આવે છે જેથી બ્રીટીશ અદાલતની હકુમતમાંથી તેઓ

છટકી જાય છે. મેજર બ્રાડફુટ સાહેબનાં આ કથનને પણ જો એક વખત સ્વીકારી પણ લેવામાં આવે તોપણ તે કાંઇ મોટી વાત નહોતી એ બધું તો શીખ રાજ્યોના સ્થાનો પચાવી પાડવા સીવાય બની શકે નહીં. મીત્ર રાજ્ય પાસેથી પરવાનગી લઇને પોતાના અપરાધીઓની તપાસ જો કરવા માંગે તો તે થઇ શકતી હતી, પરંતુ અહીંઆ તો હેતુ કાંઇક બીજોજ કેમ હોયની તેવું હતું.

અધીક ઘસારાથી ચંદનમાંથી પણ અગ્નીના તણખા પ્રગટે છે તેમ સહનશીલતાની પણ કાંઇક હદ હોય છે, બની ગએલી ઘટનાઓ નીહાળી નીહાળીને શીખોનું લોહી ઉછાળા મારી રહ્યું હતું. શીખ સામ્રાજ્યમાં પણ દેશદ્રોહી સરદારોનો કાંઇ ટોટો નહોતો તેઓ પણ શીખ સેનાને લાગ મળતાં વખતો વખત લડવાને અંગ્રેજો સામે ઉશ્કેરાવી રહ્યા હતા. કેમકે ખાલસા સેનાના વધતા જતા બળથી તેઓ ભયભીત થઇ ગયા હતા. ખુદ મહારાણી જીન્દા પણ પોતાની ભયાનક પરીસ્થીતીથી વાકેફ થઇ ગઇ હતી. રાજ્યની તીજોરી પણ ખાલી થવા માંડી હતી. આમ દાનીના દ્વારો પણ લગભગ બંધ થવા માંડયા હતા. મહારાણી જીન્દા ખાલસા સેનાના બળને રોકવા સામર્થ્યવાન હતી નહીં, અનેક શીખ સરદારોએ છચોક એવું કહેવા માંડયું હતું કે શેરસીંહના નાના છોકરાને હમે પંજાબનો રાજા બનાવીશું. ખાલસા સેનાનું ધ્યાન બીજી બાજુ ખેંચવાના પ્રયાસ આ રીતે થઇ રહેલા સેનાના જાણવામાં આવ્યા ત્યારે તેમણે ઘોડા દારુખાનું અને લડાયક સામગ્રીઓનો જમાવ કરવા માંડયો. જોકે બધો સામાન તો આ સમયે એકઠો કરી શકાયો નહીં અને તેથી કરીને લડાઇ જગાડવાનો વિચાર મુલતવી રાખવો પડયો. વચમાં થોડા દીવસ રાજધાની લાહોરથી અમૃતસર લઇ જવામાં

આવી અને ત્યાંથી રાજ્ય સંબંધી હુકમો કાઢવામાં આવતા રહ્યા. ઇ. સ, ૧૮૪૫ નાં નવેંબર માસની શરૂઆતમાં પુનઃ રાજધાની લાહોર લાવવામાં આવી અને કેટલાક દીવસ સુધી સાલમાર બાગમાં દરબાર ભરાતો રહ્યો લાલસીંહ પ્રધાનપદે નીયત થયો અને રાજકાર્ય રાણી જીન્દાની આજ્ઞાનુસાર ચલાવવા લાગ્યો દરમ્યાનમાં જુડી અફવાઓનો ફેલાવો ચાલુજ રહ્યો અને તે એવી મતલબની કે બ્રીટીશ સેના સતલજની દક્ષીણ અને પુર્વ તરફ આગળ વધી રહી છે. શીખ સામરાજ્યના જે પ્રાંતો એ નદીના દક્ષીણ પુર્વમાં છે તેના સુબાઓ તરફની બનાવટી ચીઠીઓ એવી બતાવવામાં આવી કે બ્રીટીશ અફસરો એ પ્રાંતોમાંની શીખ પ્રજા ઉપર હરેક પ્રકારે કનડગત ચલાવી રહ્યા છે આવી અફવાઓથી શીખ સેનાનું લોહી ખળભળી ઉઠયું. અને લાહોરમાં અંગ્રેજોના આગમનનો ભય દેખાવા માંડયો.

સને ૧૮૪૫ના નવેંબરની શરૂઆતમાં લાલસીંહ તથા બધા સરદારો અને સેનાના મુખ્ય અધીકારી તેમજ ઓફીસરોની એક સભા મળી, દીવાન દીનાનાથે તેમની સમક્ષ એક ચીઠી વાંચી જેની મતલબ એ હતી કે ખાલસા રાજ્યના જે પ્રાંતો દક્ષીણ સતલજ ઉપર છે તેમાં રહેનારાઓ ઉપર અંગ્રેજ ઓફીસરો પોતાની પ્રજા સાથના વ્યવહાર અનુસારનાં વર્તન રાખી રહ્યા છે અને કરનાં નાણાં પણ માંગી રહ્યા છે. કાસ્મીર અને પેશાવરમાં વ્યવસ્થાનો કાંઇ નીયમ નથી. એ કારણે ત્યાંથી આમદની થવા પામતી ન હોઇ બધે અંધાધુંધી ચાલી રહી છે. વળી તેમાં ઉમેરો કરતાં દીવાન દીનાનાથે એમ પણ જણાવી દીધું કે તમારો મહારાજ બાળક છે તે તમારા ધ્યાન બહાર રહેવું ન

જોઇએ. તમામ રાજભક્ત શીખ જાતી પોતાના સ્વત્વની રક્ષા કરવાનું કાર્ય અચ્છી રીતે પીછાને છે એટલે જો શીખ સામરાજ્ય અને તેના બળના રક્ષણનો પુરો પ્રબંધ જો નહીં કરવામાં આવે તો તેનું પરીણામ ભયંકર દુઃખદાઇ—આવશે. આ પ્રમાણે ઉદ્દેશી રહ્યા પછી મંત્રી લાલસીંહ સેનાપતી તેજસીંહ અને મહારાણી જીન્દાની એવી મતલબની માંગણી સભા સમક્ષ રજુ કરવામાં આવી કે હવે તો અંગ્રેજો સાથે યુદ્ધમાં ઉતરવું જોઇએ. ખાલસાના પંચો, સરદાર અને બધા ઓફીસરો તરફથી આ ઠરાવ પ્રતી સાહનુભુતી દર્શાવવામાં આવી અને લડાઇ કરવા ઠર્યું. આ સંમેલન પછી બે ત્રણ દીવસ બાદ કુંવર દલીપસીંહ પણ લાહોર ચાલ્યો આવ્યો. યુદ્ધની શરૂઆત—જાહેર—કરવામાં આવે તે પહેલાં પંજાબ કેસરી મહારાજ રણજીતસીંહના સમાધીસ્થાન ઉપર શીખો એકત્ર થયા. અને ત્યાં રાજા લાલસીંહ અને તેજસીંહને સેના તથા રાજ્ય સંબંધીના અધીકાર એનાયત કરાયા. ખાલસાના બધા સરદારો અને પંચોએ ગ્રંથ સાહેબ તથા બીજા ધારમીક પુસ્તકો હાથમાં લઇને મહારાજ રણજીતસીંહની સમાધી ઉપર પ્રતીજ્ઞા લીધી કે હમો બધા મહારાજ દલીપસીંહને રાજભક્ત રહી રાજા લાલસીંહ અને તેજસીંહની આજ્ઞાને અવલંબીશું. શીખોએ ઉક્ત પ્રકારની પ્રતીજ્ઞા કરી તે પહેલાં કંગા અને પ્રસાદ એકત્ર થએલા બધા શીખોમાં વહેંચવામાં આવ્યો અને ગ્રંથ સાહેબમાંથી કેટલાક શ્લોકોનો પાઠ કરવામાં આવ્યો.

૧૭ મી નવેંબર સને ૧૮૪૫ ઇ. સ. માં અંગ્રેજો તરફથી ચાર કારણો ઉપસ્થીત કરવામાં આવેલા જણાવી તેમની સામે યુદ્ધનો આરંભ કરવાનું શીખો તરફથી જાહેર કરવામાં આવ્યું. આ ચાર કારણો પૈકીનું પહેલું કારણ અંગ્રેજ સેનાનું

દળ પહેલાં જે સતલજ ઉપર વધારવામાં આવ્યું હતું તે અને પંજાબ ઉપર ચઢાઇ કરવાની પહેલી તૈયારી કરવામાં આવી તે, બીજું ફીરોજપુરમાં રાજા સુચેતસીંહના ૧૮ લાખ રુપીઆ જમા છે તે દરબારે માંગવા છતાં પણ અંગ્રેજ રાજ કારોબારીઓ તરફથી આપવાની માંગ ણીનો સ્વીકાર કરવામાં ન આવ્યો તે—અને ત્રીજું સ્વર્ગસ્થ રાજા સુચેતસીંહની સંપત્તિ ઉપર લાહોર રાજ્યનો અધીકાર છે તે અને ચોથું કારણ સતલજની દક્ષીણે ખાલસાને આધીન જે સ્થાનો છે તે સ્થાનોમાં બ્રીટીશ સરકારે શીખ સેનાને જા આવ કરવા માટે અટકાવ કર્યો તે સારાંશ કે જે સબબો સર અંગ્રેજોએ શીખોના અંતરમાં લડાઇનાં બી વાવવાની શરૂઆત કરી હતી તેમજ દેશદ્રોહી અને વીશ્વાસઘાતી માતૃદ્રોહી નીમકહરામ શીખ સરદારો પણ ખાલસા સેનાને અંગ્રેજોની સામે લડાઇ કરવા માટે ઉત્તેજીત કરતા રહ્યા હતા તેજ કારણ! આવી સ્થીતી હોય ત્યાં બીજું શું હોઇ શકે? દેશદ્રોહીઓ, વિશ્વાસઘાતીઓ, માતૃદ્રોહીઓ અને સ્વાર્થમાં રચી પચી રહેલાઓની ધારણા ફળીભુત થઇજ! વરસોથી જે અગ્નીની ચીણગારીઓ શીખોના અંતઃકરણમાં દબાઇ રહેલી હતી તે સળગી ઉઠી અને ભડકો લઇ ઉઠયો. ખાલસા સેના સમજી ગઇ કે તલવારનો આશરો લીધા વીના. હવે બીચારા બાળક દલીપનું રાજ્ય ટકાવવું મુશ્કેલ છે. આ વખતે ઇસ્ટ ઇંડીઆ કંપની સરકારના કારોબારીઓનો વ્યવહાર તથા વડા દેશદ્રોહી શીખોની વારંવારની ઉશ્કેરણીથી ખાલસા સેનાની માન્યતા એવી થઇ ગઇ હતી કે હથીઆર ઉચકયા સીવાય પંજાબની સ્વતંત્રતાનું રક્ષણ થઇ શકવાનું નથી. બસ, આ ધારણાને આધીન થઇ તેમણે પોતાની સ્વર્ગ સમી જન્મભુમીના ગૌરવ, પ્રતીષ્ઠા અને સ્વાધીનતાની રક્ષાર્થે બ્રીટીશ સરકારની સામે યુદ્ધની ઘોષણા કરી.

# પ્રકરણ ત્રીજું.

## લડાઈ.



વિક્રમાર્ક સંવતની ૧૯ મી સદી પુરી થઇ અને ૨૦ મી સદીએ પોતાનો અધીકાર જમાવી સમસ્ત ભારત વર્ષને નવા રંગમાં રંગી દીધું. કાળને પલટાવાની સાથે ભારતની દશા પણ પલટાઇ! સ્વર્ગ સમાન ભારત પરાધીનતાની બેડીમાં જકડાઇ ગયું! એમાં સ્વાધીનતાની જ્યોત ઝગકતી ન રહી. સ્વાધીનતાની નસોમાં જે મસ્ત વીર પુરૂષોની વીરતા રૂપી અગ્નીની ચીણગારીઓ હતી તે હને અદ્રશ્ય થવા લાગી. ભારતનાં તત્વજ્ઞાની શાસ્ત્ર વિચારક રમણીય સ્થાનો પણ ન રહ્યાં. ભારત વાસીઓનું ગૌરવ પવિત્ર નદીની દ્રષ્ટી ગર્ગાદા પર હીંદુ સમ્રાટ મહારાજ પૃથ્વીરાજની સાથે હમેંશને માટે નાશ પામી ગયું હતુ. અને ભારતનાં મુસલમાનોની શકતી પણ પ્રબળ પ્રતાપી બાદશાહ ઔરંગઝેબની સાથે નાશ પામીહતી હીંદુ અને મુસલમાન આવખતે તો અંગ્રેજ કબ્જામાં જઈ પડયા હતા. વીદેશી વેપારીઓ પહેલાં જે પોતાની કોઠીઓ સ્થાપી વેપાર કરવાના હક પ્રાપ્ત કરવા માટે આવેલા તેઓ કે જેને અનેક દરીજ્ઞ મુશ્કેલીઓની સામે થવું પડ્યું હતું તે આ વખતે રાજ રાજેશ્વરથી સનમાનીત પદ ઉપર વીરાજમાન થયા. વચ્ચે આવતી અનેક મુશ્કેલીઓ તેઓએ પોતાના બુદ્ધી અને ચાતુર્યના જોરે દૂર કરી એક સામાન્ય વણીકની દ્રષ્ટીએ તેઓ અનેક સ્વતંત્ર રાજા મહારાજાઓને પુતળાંની માફક નચાવી રહયા. મુગલ સમ્રાટના કારોબારીઓ સમક્ષ એક વખત ભરતખંડમાં વેપાર કરવાનો હુકમ મેળવવા માટે અથડાતો

કાંઇ બીજી કૃપા પ્રાપ્ત કરવા માટે ભીક્ષા માંગતા અંગ્રેજોને ખુશામત કરવી પડતી હતી, પરંતુ કાળની ગતી ન્યારી છે! આજે તેજ મુગલ નરેશોના વારસોને રોટલીના એકેક ટુકડાને માટે અંગ્રેજો તરફ તાકીને જોતા રહેવું પડે છે! આવા સમયમાં ચકોર બુદ્ધીશાળી અંગ્રેજોને મુકાબલે કયો રાજા ગાદી ઉપર હોવા છતાંએ પોતાના રાજ્યને સુરક્ષીત માનતો હતો?1 જે રાજ્યો આ સમય સુધી બચી ગએલા હતાં તે પણ પોતાનું સુરક્ષીતપણું હવે નથી એમ સમજતાં; તેમ તેમનાં અંતરમાં પણ હવે એવા દગદગાએ સ્થાન લેવા માંડ્યું કે કોઇને કોઇ દીવસ આપણું રાજ્ય પણ કંપની સરકારના રાજ્યમાં ખગ્રાસ કેમ થઇ નહીં જાય! આ સંદેહને લઇને મુઠ્ઠીભર શીખોએ પોતાની સ્વતંત્રતા ટકાવી રાખવાનાં હેતુથી લડાઇનું મંડાણ માંડી દીધું. શીખોની કલ્પના સત્ય હતી; કે તેઓ ભ્રમીત થએલા હતા એ સંબંધી કાંઇ પણ ઉલ્લેખ કરવાની જરૂર નથી, પરંતુ એટલું તો નિઃસંદેહ છે કે પ્રત્યેક શીખ તરફથી આ લડાઇને પોતાની સ્વતંત્રતાની લડાઇ તુલ્ય સમજવામાં આવતી હતી. આ લડાઇના સમયે શીખોમાં અપૂર્વ ઉત્સાહ પ્રગટ્યો હતો. ખાલસા સેનાના સીપાહો આ લડાઇના સમયમાં પોતાના વ્યક્તીગત માન અપમાનની લેશમાત્ર પણ પરવા ન કરતાં અને નાના મોટાંના ભેદ ભાવને પણ ન ગણતાં આતુરતાથી હૃદયપૂર્વક નાનેથી તે મોટાં કામ સુધીનાં તમામ કામો જાતેજ કરી લેતાં હતાં. તેમણે ઘોડાને બદલે તોપો પણ જાતેજ ખેંચતા હતા. મજુરોના ઉપર સખતાઇ નહીં કરતાં પોતેજ પોતાનાં હાથ વડે ગાડીઓ ઉપર સામાનો ખડકી રહ્યાં હતાં, તદુપરાંત વિશેષ તો કહેવુંજ શું? વાંચક! આટલાંથીજ જોઇ શકાશે કે આ વખતે શીખોમાં ઉત્સાહ એટલો બધો વધી ગયો હતો.

કે તેઓ જાતેજ મજુર બની ગયા હતા. તાત્પર્ય એ કે પંજાબમાં આ લડાઇને નીમીત્તે અતીશય ઉત્સાહ વ્યાપ્યો હતો.

સંવત ૧૯૦૨, ઇ. સ. ૧૮૪૫ ની ૧૭ મી નવેમ્બરે શીખોએ યુદ્ધ જાહેર કર્યું. ૧૧ મી ડીસેંબરે શીખ સેના સતલજને આ પાર ઉતરી આવી અને ૧૬ મી ડીસેંબરે પોતાના આગમનથી અંગ્રેજોને વીદીત કર્યાં. અંગ્રેજો પણ આ વખતે પુર સાવચેતીમાંજ હતા. તેમના મહારથી ડયુક વેલીંગટન પણ આ લડાઇમાં મદદગાર થવા માટે હીંદમાં આવી પહોંચ્યો હતો. વેલીંગટનના ગૃહો સારા હતા. ભાગ્યદેવી તેના ઉપર વોટરલુના રણાંગણમાં પ્રસન્ન થઈ ચુકયાં હતા. તેની ખ્યાતી આથી ચારે ખુણામાં પ્રસરેલી હતી. ભારતીય સેનાના સેનાપતી ગફ સાહેબે આ લડાઇની તમામ જોખમદારી વેલીંગટન સાહેબના શીર ઉપરજ ઢોળી દીધી હતી એટલે તેણે પણ લડાઈનો સંદેશો શીખોને તેમના સંદેશાના પ્રત્યુત્તરરૂપે રવાના કરી દીધો. શીખ સેના તરફથી વીના કારણે અંગ્રેજ રાજ્યની ઉપર ચઢાઇ કરવામાં આવી છે તેથી કરીને બ્રીટીશ રાજ્યનો માનમરતબો સુરક્ષીત રાખવાના આશયથીજ આ લડાઇમાં શીખોની સામે પડી લડવાનો આશય અંગ્રેજોનો હતો. કેમકે તેમણે અંગ્રેજ સાથના કોલકરારનો ભંગ કર્યો હતો. કોલ કરારનો ભંગ કરનારને યોગ્ય નસીહત આપવીજ જોઇએ. અને તેથી હવે સતલજ વાઇ અને બીજો સમસ્ત પ્રદેશ જે મહારાજ દલીપસીંહને આધીન હતો તે બ્રીટીશ રાજ્યની સાથે જોડી દીધેલો ગણવામાં આવશે એવું અંગરેજોએ જાહેર કર્યું, આટલું જાહેર કરીનેજ અંગ્રેજો નીશ્ચીંત નહીં થયા, પરંતુ તેમણે વળી વીશેષમાં લડાઇનું આવાહન પણ કર્યું. અંગ્રેજોએ આ વખતે લુધીઆના ફીરોજપુર આદી સ્થળેથી પોતાનાં

લસ્કરની મદદ મંગાવી લીધી. અંગ્રેજો પાસે આ સમયે ૩૨ હજાર ૪૯૯ સૈનીકોની ફોજ તૈયારજ હતી, તે સાથે વળી ૬૯ તોપો પણ હતી જોકે એવું કહેવાય છે કે અંગ્રેજો પાસે ૧૭ હજાર માણસો હતાં. અંગ્રેજો આજ સુધી શીખોના બાહુબળથી યથેચ્છ રીતે વાકેફ્-ગાર નહોતાં તેથી તેમનું તો માનવું એવું હતું કે શીખો અભીમાની હોઇ ઘમંડી છે, વળી તેઓ બહાદુર પણ નથી કે જેથી સામા ઉભા રહી શકશે. અંગ્રેજ સેનામાંના કેટલાક હીંદુસ્તાની તેમજ અંગ્રેજોની માન્યતા એવી હતી કે શીખ સેનાને મારીને નહસાડી શકાશે,પરંતુ શીખોએ તો આ લડાઇમાં પોતાની અદ્દભુત વીરતા બતાવી દીધી. શીખોની આ વીરતાની અનેક અંગ્રેજ ઇતીહાસ લેખકોને મુક્ત કંઠે પ્રસંસા કરવી પડી છે. કમમાં કમ એવું બતાવવામાં આવે છે કે તે હારેલા દુશ્મ-નની બેવડી ચોવણી સેના બતાવવામાં ભારે કુશળતા વાપરી હતી; જો કે કેટલાક પરદેશી ઇતીહાસકારોએ ઘમંડનું અવલંબન કરીને શીખ સેનાની સંખ્યા ૨૫ થી ૩૦ હજારનીજ બતાવી છે તો વળી કેટલાકે ૪૦ હજાર સુધીની શીખ સેના જણાવી છે. વળી એમ પણ કહેવાય છે કે શીખો પાસે કમમાં કમ ૧૫૦ તોપો હતી. કનીંગહમ સાહેબ જીતેલાઓ અને હારેલા સૈન્યનું વર્ણન કરતાં લખે છે કે શીખોના સ્થાયી સૈન્યની સંખ્યા અંગ્રેજ ફોજથી દોઢ ઘણી વધારે હતી. પણ આ સંબંધમાં કાંઇ સંતોષકારક સાબીતી મળતી નથી, ગમે તેમ હો, પરંતુ આ યુદ્ધમાં શીખોની શુરવીરતા અને પરાક્રમ નીહાળી તેમણે જે રણ કૌશલ્યતા દાખવી તે જોઇ અંગ્રેજો પણ ચકીત થઇ ગયા.

શીખો જે ઉત્સાહથી આ યુદ્ધમાં સામેલ થયા હતા તેમના પ્રત્યે એટલો બધો વિશ્વાસઘાતનો પરીચય શીખ સેનાપતીએ કરીને

બતાવ્યો કે જેથી સીખ સેનાપતી લાલસીંહને સેના સહીત સતલજ નદી વટાવી જતાં અંગ્રેજ એજંટ મી. નીકલસને લખ્યું કે તમે જાણતા હશો કે હું અગ્રેજોનો મિત્ર છું અને સીખ સેના સહીત સતલજની પાર ઉતરી આવ્યો છું, પરંતુ તમે મને કહો કે હવે શું કરવું જોઇએ ? જેના પ્રત્યુત્તરમાં નીકલસન સાહેબે જણાવ્યું કે જો યદી તમે અંગ્રેજોના મિત્ર હો તો ફીરોજપુર ઉપર ચઢાઈ ન કરો, જેટલા દીવસની તેમાં ઢીલ થઇ શકે તેટલી કરો અને જેમ બને તેમ તમારી સેનાને ગવરનર જનરલ સમક્ષ લઇ જાવ. લાલસીંહે આ આજ્ઞાનો એક આધીનની માફક સ્વીકાર કર્યો. અને ફીરોજપુર સુરક્ષીત રહ્યું. આ વખતે ફીરોજપુરમાં સર જોન લીટલરની સરદારી હેઠળ આઠ હજાર સૈનીકોની ફોજ હતી, પરંતુ સીખ સેનાપતી આ સેનાની નાની સરખી સંખ્યા ઉપર હુમલો લઈ જવા તૈયાર ન થયો. સીખ સેના વખતો વખત ફીરોજપુર ઉપર આક્રમણ કરવાનો આગ્રહ કરતી રહી. તેજસીંહ અને લાલસીંહ બંનેએ સીખ સેનાને આ આગ્રહ છોડી દેવા જણાવી કહ્યું કે ગવરનર જનરલને કેદ કરવાથી યાતો તેને મારી નાંખવાથી કાંઇ ખાલસા સેનાની કીરતી ચારે બાજુએ ફેલાઇ જશે નહીં. અંગ્રે-જોના પ્રધાન સેનાપતી સીવાય બીજા કોઇની પણ સાથે લડવામાં હમો હમારી બેઇજ્જતી સમજીએ છીએ. સરળ હૃદયી સીખ સેનાની સમજમાં પોતાના સેનાપતીની આ કપટ જાળ ન આવી અને સીખ સેના-પતીની આજ્ઞાનુસાર જ્યાં જવા ફરમાન થયું ત્યાં તે ગઈ. ખરેખર ! લાલસીંહ અને તેજસીંહ બંનેએ પંચનંદ ભુમીના પગમાં પરાધીનતાની બેડી નાંખવાને માટે જો આ પ્રમાણે વિશ્વાસઘાત-દગો-ન-કર્યો હોત તો આ લડાઇનું પરીણામ કાંઇક બીજુંજ આવ્યું હોત ! ગમે તે હો !

જે થયું તે થયું! સને ૧૮૪૫ ની ૨૮ મી ડીસેંબરનો દીવસ ભારત વર્ષના ઇતીહાસમાં સુવર્ણાક્ષરે લખાવા માટે ઉપસ્થીત થએલો હતો. ઇતીહાસમાં ચીર સ્મરણીય સ્થાન લેવા યોગ્ય ફીરોજપુરથી વીસ માઇલ દૂર મુદકીનું મેદાન કે જે સીખ અને અંગ્રેજોને નૃત્ય કરવાનું સ્થાન સમું બનેલું હતું, ત્યાં બ્રીટીશ સેનાના ૧૧ હજાર વીરો સીંહ ગર્જના કરતા આકાશને ગજાવતા ખડા થએલા હતા ત્યારે બીજી બાજુ ગુરૂ ગોવીંદસીંહના મંત્રથી દીક્ષા લીધેલા અને પંજાબ કેસરી રણજીતસીંહની લડાયક યુકતીથી રણકુશળ થએલી સીખ સેના "સત્ શ્રી અકાલ, જો બોલે સો નહાલ, વાહ ગુરૂજીના ખાલસા અને વાહ ગુરૂજીની ફતેહ" ના સીંહનાદ કરતી મુદકીના મેદાનમાં પોતાની માતૃભુમીની રક્ષાર્થે એકત્રીત થઈ ગઇ. બંન્નેની સામસામી આંખોમાંથી અગ્નીની જ્વાળા ભભુકી રહી હતી. યુદ્ધમાં સીખ સેનાનો સેના નાયક લાલસીંહ હતો. તેની પાસે બાર તોપો, બે હજાર ઘોડેસ્વાર અને આઠ નવ હજાર પાયદળની બનેલી સીખ સેના હતી. સીખ સેનાપતી લાલસીંહે ૧૧ હજારની બ્રીટીશ સેના સામે પોતાની સેનાનો ભેટો કરાવીને પોતાની વિશ્વાસઘાતકતાનો પરીચય કરાવવા માટે સેનાપતી તરીકેના પોતાના કર્તવ્યમાંથી તે પદચ્યુત થઇને કર્તવ્ય ભ્રષ્ટ થયો. તેની આંતરેચ્છા એવી હતી કે સેનાપતી વીનાની સીખ સેના અંગ્રેજ સેના સામે લડીને તેના હાથે કપાઈ મરશે, ખરેખરા આવા અધમ સેનાપતી હોય કે જેના હૃદયનો યુદ્ધ ક્ષેત્રમાં કીંચીત પણ ખ્યાલ સૈનીકોને ન રહે! સીખ સેનાપતી જોકે પોતાની સેનાને સંચાલીત કરી શક્યો હતો નહીં પરંતુ તેથી શું કાંઇ સેના મધ્યેના સૈનીકો ઉત્સાહમંદ હતા ખરા કે? નહીંજ, ખાલસા સેનાના વીર કેસરીઓ પોતાના સેનાપતીની

કર્તવ્ય ભ્રષ્ટતાથી જરા પણ નીરુતસાહી નહીં થયા. જે પંચનંદ ભુમીમાં રાજા અનંગપાળનો હાથી એક સમયે ભડકી જતાં આખી સેના હાથ આવેલું ક્ષેત્ર છોડી ન્હાસી ગઈ હતી તેજ પંચનદ ભુમીમાં વીર સીખ સેનાએ પોતાનો સેનાપતિ જોકે કર્તવ્ય કર્મથી વિમુખ થયો, છતાં પણ પોતાની પ્રચંડ વીરતાને પરિચય કરાવી દીધો. અંગ્રેજ લડવૈયાઓના કેડનાં કાંઇ સીખ સૈનીકોના બળથી નષ્ટપ્રાય થયાં અને હાંજાં ગગડી ગયાં; જોકે અંગ્રેજ સેનામાંના હીંદી સીપાહોએ વીરતા વિશેષ બતાવી કેમકે તેઓ માનતા હતા કે અમે અમારા અંગ્રેજ રક્ષકોને માટે આજ સુધીમાં દેશનો જેટલો વધુ ભાગ હસ્તગત કર્યો છે તેવીજ રીતે સીખ સેનાને પણ મારી હઠાવીશું. પરંતુ તેમની એ માન્યતા ખોટી પડી. અને તેમને પોતાની ભુલ માલમ પડી. એવું કહેવાય છે કે અંગ્રેજોનો મુખ્ય સેનાપતી આ દ્રષ્ય નીહાળી અજાયબીમાં ગરકાવ થઇ ગયો અને વિચારવા લાગ્યો કે ઓહો! સેનાપતીની ગેરહાજરી છતાંએ અંગ્રેજ સેના સામે શીખ સૈનિકો ટક્કર ઝીલી રહ્યા છે! શીખોના હુમલાઓથી અંગ્રેજ સેનાના વીર સૈનીક વીભાગમાંના માણસોને પાછળ હઠીને પોતાના પ્રાણ બચાંવવા પડતા જોઇ પોતાની સેનાને પુનઃ લડાઇના સ્થાન ઉપર મોકલવા માટે અંગ્રેજ સેનાપતીને ભારે મુશ્કેલી સહન કરવી પડી; શીખોની લડાયક કાર્યકુશળતા અને વીરતા નીહાળી અંગ્રેજ સેના મોહ વશ થઇ અને લડતો આગળ વધી એટલે સુધી કહેવા પણ લાગ્યા કે શીખ વીરોના પરાક્રમથી તો અંગ્રેજ સૈન્યના યોદ્ધાઓના આંખો ઉપર એવું અંધારું ફેલાઇ ગયું કે જેથી તેમણે પોતાના સેનામાંજ એક બીજા ઉપર ગોળીઓનો મારો ચલાવી દીધો અને શીખ સેના ઉપર સંગીન લઇ ધસારો કર્યો અને તેથી

શીખ સેના ટકી શકી નહીં. સેનાપતી વીનાની શીખ સેનાએ આ સમયે પણ પોતાની યુદ્ધ કુશળતાનો પરીચય યથાર્થ રીતે કરાવ્યો અને પાછા હઠતાં હઠતાં પણ શીખ સેના આમતેમ વીખરાઇ તો નહીંજ ગઇ; પરંતુ ઉલટી પોતાની અનુપમ વીરતાથી અડધો કોસ દુર સુધી પણ શત્રુઓનાં કલેજાં વીંધતી નાખતીજ રહી! રાત્રીનો સમય થતાં એ દીવસનું યુદ્ધ બંધ થયું. આ લડાઇમાં અંગ્રેજ સેનાના ૮૭૨ માણસો માર્યા ગયાં. સુપ્રસીદ્ધ અંગ્રેજ યોધ્ધો સર રોબર્ટ સેલ અને સેનાનો અધ્યક્ષ કેસબીલ હમેશને માટે નીંદ્રાવસ થયો. લડાઇમાં જો કે શીખોની ૧૭ તોપો અંગ્રેજોને હાથ ગઈ હતી પરંતુ શીખ સેના ના યોદ્ધાઓ અંગ્રેજોથી અધીક ઘાયલ અગર મૃત્યને આધીન તો નહોતા થયા. બહુધા અંગ્રેજો કરતાં શીખ સેનાની ખુવારી ઓછી થઇ હતી. કરનલ મેલીન્સ સરખો નીષપક્ષપાત ઇતીહાસ લખનાર પણ લખે છે કે એમાં તો કાંઇજ સંદેહ નથી કે મુદકીની લડાઇમાં વીજય દેવીએ સંપુર્ણ અંશે અંગ્રેજોનું શરણ લીધું હતું. એ વાતની સાબીતી અંગ્રેજોના કાર્યથીજ મળે છે. એ રાત્રે બીજું કાંઇ પણ ન કરતાં અંગ્રેજ સેના લીટલર સાહેબની ફોજમાં એકત્ર થવા માટે નીરૂપાય બની, દુશ્મન પ્રત્યે દયા અને ઉદારતાથી વર્તવાનું તો માત્ર કેવળ હીંદુ જાતીના લલાટમાંજ લખાયલું છે અને એ હીંદુ જાતીનેજ શતરુ પ્રત્યે ઉદારતાથી વર્તવાનું શીક્ષણ મળેલું છે. આ વિશ્વમાં એવી ઘણીએ હીંદુ જાતીઓ છે કે જે પોતાના તાબામાં આવેલા દુસ્મન પ્રત્યે દયા અને ઉદારતાનો વર્તાવ કર્યા શીવાય ન રહી હોય શીખોએ પણ હીંદુ-ઓના આ સ્વાભાવીક નીયમનું આ લડાઇમાં પરીપુર્ણ પાલન કર્યું. અંગ્રેજ સેનાના જે લડવૈયાઓ મુદકીની લડાઇમાં શીખોએ કેદ

પકડેલા હતા તેમના પ્રતી શીખોએ ઘણીજ અચ્છી રીતે પોતાની ઔદાર્યતા બતાવી. શીખોના કબ્જામાં લેફ્ટેનંટ બીડલફ નામનો એક ગોરો કેદ પકડાયો હતો. શીખ સીપાહીઓએ તેને પોતાના ઉપરી સમક્ષ રજુ કરતાં શીખ અફ્શરે તેને સુરક્ષીત પહોંચાડી દેવા માટે તેની બેડીઓ તોડી નંખાવી અને હસ્તે વદને એમ કહીને છોડી દીધો કે શત્રુ પાસેથી હમો કોઇ રીતે વેર લેવા નથી ઇચ્છતા, તમો તમારી સેના મધ્યે સ્હેલથી પહોંચી જાવ-અને લડવા માટે તૈયાર થઇ જાવ. બદલો લડાઇના મેદાનમાં લેવાશે. શીખોના આવા ગૌરવ યુકત સદ્વ્યવહારથી સાહેબ બહાદુરના મનમાં જરા એવી શંકા ઉદ્‌ભવી કે રખેને માર્ગમાં શીખો તેને મારી તો નહીં નાંખે ?! સાહેબની ઉક્ત પ્રકારની આશંકા નીહાળી એક શીખ પોતાના વડાનો હુકમ લઇને શીખોની છાવણીથી પાંચ ગાઉ દુર અંગ્રેજની છાવણી નજીક તેને મુકી આવ્યો. શીખોના આ પ્રકારના ઉદાર વ્યવહારથી તે વખતના ગવરનર જનરલ લોર્ડ હારડીંજ એટલા બધાં મોહ મુગ્ધ થઇ ગયા કે લેફ્ટેનંટ બીડલફને ફરી પાછો શીખોની સામે લડવા નહીં મોકલ્યો. મેજર મેકગ્રાગરે લખ્યું છે કે મુદકીની લડાઇ પછી એક વખત કેટલાક અંગ્રેજો રસ્તો ભુલી જઇને શીખોની છાવણીમાં જઇ પહોંચ્યા હતા. શીખોએ તે ગોરા શીપાહોની સાથે કોઇ પણ પ્રકારનું અયોગ્ય વર્તન નહીં ચલાવતાં એકેક રૂપીઓ તેમને વાટ ખરચી માટેનો સામો આપીને તેમને વિદાય કર્યા. માત્ર હીંદુ જાતી સીવાય આ દુનીઆમાં કોઇપણ બીજી એવી જાતી છે ખરી કે જે પોતાના લાગમાં આવેલા શત્રુ પ્રતી આવું સુંદર ઔદાર્યતા ભર્યું વર્તન ચલાવીને પ્રસંસનીય વ્યવહાર રાખે ?!

૨૧ મી ડીસેંબરે મુખ્ય સેનાપતી ગફ બહાદુરે પોતાની સેના લીટલર સાહેબની સેના સાથે જોડી દીધી. લીટલર સાહેબના હાથ હેઠળ ફીરોજપુરમાં ૮૦૦ સૈનીકો હતા. લીટલર અને ગીફના વડપણ હેઠળની બંને સેના ભેગી થઇ અને તેથી ૧૮ હજાર સૈનીકોની અંગ્રેજ ફોજ બની, જેની સાથે ૬૫ તોપો હતી. આ પ્રમાણેની આ મોટી યોજના કરીને ફીરો શહેરપર ચઢાઇ કરવાના હેતુથી તેઓ નીકળ્યા. ભારતના તે વખતના ગવરનર જનરલ લોર્ડ હારડીજે પોતાના માન મરતબાની કાંઇપણ પરવાહ નહીં કરતાં મુખ્ય સેનાપતી ગફની સલાહઅનુસાર એક સૈનીક દળનો જોખમદાર ઓધ્ધો સ્વેચ્છા પુર્વક સ્વીકાર્યો. આવા સબબોથી સૈનીકોની ઉર્મી લોર્ડ હારડીજ વધુ પ્રમાણમાં વધારવા શકતીવાન થયો. મુદકીની લડાઇ પછી ફીરો શહેર ઉપર રણ ચંડીનું તાંડવ નૃત્ય થયું. શીખો પણ અતીશય ભારે ઉત્સાહથી સામેલ થયા. વીજય પ્રાપ્ત કરવો અગર તો રણક્ષેત્રમાં રણચંડીને પ્રસન્ન કરી સ્વર્ગની પ્રાપ્તી માટે આત્મ સમર્પણ કરવું એજ શીખોનો ઉદૃેશ હતો આ ઉદૃેશને લઇને તેમણે શીખોએ કઠીન વ્યુહની રચના રચી. અંગ્રેજ સેનાએ વારંવાર ધસારા કરી તોપોના ગોળાઓનો વરસાદ વરસાવ્યો છતાં પણ શીખોની વ્યુહ રચના જરાપણ ભેદાઇ તો નહીંજ એટલુંજ નહીં પણ જરા હાલી સરખી પણ નહીં. આ વખતે શીખોએ પણ તોપોના ગોળા છોડવા શરુ કર્યા. અને તે ખાલી પણ ન ગયા. શીખો તરફથી અગ્નીની વૃષ્ટી સમા છુટતા ગોળાથી અંગ્રેજોની તોપો નરમ પડવા લાગી. અને તેમના દારૂગોળાથી ભરેલી ગાડીઓ શીખોના મારાથી ભાંગી નાસ પામી જઇ દારૂગોળાનો ભંડાર સળગી ઉઠવાથી અંગ્રેજ સેનાના યોદ્ધાઓની ખુવારી થવા લાગી. પરંતુ અંગ્રેજ સેનાના બહાદુર

સૈનીકો આ આપત્તીથી જરાપણુ ગભરાયા નહીં તેમણે લડાઇના મેદાનમાં પોતાની પીઠ ન બતાવી. પરંતુ શીખ સેનાના મારા સામે અચળ પર્વતની માફક ખડા રહ્યા; ભારે ગમઘોર યુદ્ધ ઝામ્યા પછી સંધ્યાકાળ થયો અને રાત પડતાં પડતાં અંગ્રેજ સેનાનો વ્યુહ તુટી ગયો બ્રીગેડીઅર જનરલ લીટલરને પોતાની સેના સહીતલડાઇના મેદાનમાંથી ન્હાસી છુટવું પડ્યું. વાલસ સાહેબની બે પલટણોને ગીલબર્ટ ચાલીતની ફોજથી બનેલા વ્યુહની અંદર ન્હાસી છુટી પોતાના પ્રાણુની રક્ષાર્થે આશરો લેવો પડ્યો. માત્ર ગીલબર્ટની એકલી ચાલીત સેનાજ પોતાના સ્થાનથી ભ્રષ્ટ ન થઈ; વ્યુહના આ ભાગમાં મુખ્ય સેનાપતી ગફ અને ગવરનર જનરલ લોર્ડ હારડીજ હાજર હતા. લોર્ડ હારડીજ અગ્રેજ સેનાની આ અસહય દશાથી વાકેફ થઈ ગયો. અને તેથી તેણે એવી પ્રતીજ્ઞા તેજ ઘડીએ લઇ લીધી કે આ યુદ્ધમાં કદાચ પોતાના પ્રાણુ પણુ સમર્પણુ કરવા પડે તો કરવા અથવા તો વીજય પ્રાપ્ત કરી અંગ્રેજોના ગૌરવને વધારવું ત્યારે બીજી બાજુ શીખોની તોપ પ્રતી ક્ષણે ગોળા છોડી આગના તણુખા ઉરાડતી અંગ્રેજ સેનાના વીર સીપાહોના પ્રાણુનો કચઘાણ કાઢી રહી હતી. લોર્ડ હારડીજ આ સમયે પોતાના પ્રાણુની પણુ સ્પૃહા ન કરતાં જીવપર આવીને પોતાની સાથે પોતાના કેટલાક સાથીઓને લઇને શીખોની તોપ સમીપ દોડી પહોંચ્યો અને એકદમ ખીલા ઠોકીને તેનું મોંહ બંધ કર્યું.

વિશ્વાસઘાતક દેશદ્રોહી શીખ સરદારોએ પોતાની ચાલબાજી અહીંઆં પણુ બતાવી તેઓ આ સમયે પોતાની માતૃભૂમીનો દ્રોહ કરવાના કૃત્યનો પરીચય કરાવ્યા સીવાય ન રહ્યા. લડાઇના સ્થાન ઉપરથી થોડેક અંતરે શીખ સેનાનું એક દળ ઉભું હતું તે સૈનીકદળ પણુ જો

ાઇના આ સ્થાનપર આવીને મળી ગયું હોત તો એમાં સંદેહ નથી અંગ્રેજ સેનાનો એકપણ યોધ્ધો જીવતો રહયો હોત! ખરી વાત એ છે કે શીખો અંગ્રેજો સાથે લડી રહયા નહોતા; પરંતુ તેઓ ાના ભાગ્યની સાથેજ લડી રહયા હતા. વિશ્વાસઘાતકી બેવફા નીમક ામ લાલસીંહે આ સમયે પોતાના હાથ હેઠળની ાને લડવાને માટે હુકમ નહીં આપ્યો. કારણકે એ કુલાંગારે આ લડાઇમાં પોતાનોજ સીદ્ધાંત સ્થીર કરવાનું નિર્માણ ર્યું હતું. શીખ સેનાના અનેક વીરોએ દૂર ઉભેલા સીપાહોને લાવવા આગ્રહ કર્યો પરંતુ વિશ્વાસઘાતી દગાખોર સેનાપતી લસીંહે જવાબ આપ્યો કે આ સીપાહો ઉપર પણ અંગ્રેજો ધસારો વાના છે.

બીજે દીવસે પ્રભાત થતાંજ ફરીને યુદ્ધનું નામનીશાન ન રહયું. ર આલ્હાદજનક હૃદયને ખુશ કરનાર સુર્યનાં કીરણો ફુટતાંની થેજ અંગ્રેજોએ પોતાને મળેલા વીજયને લઇને આનંદના ધ્વનીથી ાકાશ ગજાવી મુકયું. આ વખતે અંગ્રેજ સેનાએ લાલસીંહની સેનાની ણીજ ખરાબ દશા કરી. આ દશા જોઇને દેશદ્રોહી તેજસીંહ હસ્તકની ા કે જેને તેજસીંહે ઓર્ડર આપેલો નહીં કે જે તેજસીંહ આધીન ી તે સેના યુદ્ધમાં પ્રવૃત થઈ; અંગ્રેજ સેના તેની સાથેજ ચમકી ભરાઇ ઉઠી, વીજયલક્ષ્મી શીખોનેજ પ્રાપ્ત થવાની હતી એવા સમય ર તેજસીંહ પોતાના નીચ સ્વભાવનો પરીચય કરાવ્યા સીવાય ન ્યો. તેણે પોતાની કુટીલતા યથેચ્છ બતાવી અને એવી રીતે કે ાસતી અંગ્રેજ સેનાની પુંઠ પકડતી પોતાની સેનાને જોકે રોકી નહીંજ, પરંતુ પોતેજ યુદ્ધક્ષેત્ર છોડીને ન્હાસી છુટયો અને પોતાની

સાથના સીપાહીઓને પણ પોતાનાજ જેવા બનાવી દીધા! હાય! જે શીખ સેના વીજયની મહત્વકાંક્ષાથી મસ્ત થઇ રહેલી હતી તેને પોતાનાજ વીશ્વાસઘાતી સેનાપતીઓના દૂષ્કૃત્યોને પરીણામે વીજયની વરમાળ જે પ્રાપ્ત થએલી હતી તેનાથી હાથ ધોઈ નાંખવા પડયા! અંગ્રેજ સેના પોતાના હસ્તકનો દારુગોળો ખુટી ગયો હતો તેથી પાછળ હઠી રહી હતી. એટલે એ સમયે જો તેજસીંહ દગો કરતે નહીં તો જરૂર વિજય શીખોના ભાગ્યમાંજ લખાએલો હતો; પણ તેજસીંહની અંતઃકરણની ઉમેદ તો શીખ સેનાનો નાશ કરાવવાનીજ હતી તો પછી શીખ સેના આ યુધ્ધમાં કેવી રીતે વિજય પ્રાપ્ત કરી શકે અને શીખોને વીજય પણ મળે?શીખ સેનાપતીઓની માફક અંગ્રેજ સેનાના સેનાપતીઓ અસાવધ કે ગાફેલ નહોતા. તેઓ તો પોતાના દેશ અને જાતીના ગૌરવ અને પ્રતીષ્ઠા માટેજ લડી રહયા હતા. શીખ સેનાને લડાઇનું સ્થાન છોડી ન્હાસભાગમાં પડતી નીહાળ્યા પછી અંગ્રેજો કેમ ગાફેલ રહી શકે?! તેમણે લડાઇનું સ્થળ છોડી નાસી જતી શીખ સેના ઉપર જબરો ધસારો કરીને વીજય પ્રાપ્ત કરી લીધો; એમાં તો સન્દેહજનક છેજ નહીં કે અંગ્રેજોએ આ યુદ્ધમાં કાંઇ વીજય પ્રાપ્ત કર્યો ન હતો. પરંતુ એ વીજય તેમને તો હાર કરતાં પણ અતીશય મોંઘો પડી ગયો હતો. શીખોની ૭૦ તોપો અને શીખ રાજ્યના કાંઇએક સ્થાનો અંગ્રેજોને હાથ જોકે આવ્યાં હતાં પરંતુ આ લડાઇમાં તમામ અંગ્રેજ સેનાનો સાતમો હીસ્સો રણચંડીએ ધારણ કરેલા પ્રચંડ હુતાશનીમાં સ્વાહા થઇ ગયો હતો. આ રીતે સેનાનો સાતમો ભાગ લડાઇમાં સ્વાહા થઇ જવાથી અંગ્રેજોના ક્રોધની સીમા ન રહી! તેમણે શીખો પાસેથી

એનો બદલો લેવા નિશ્ચય કર્યો. અંગ્રેજ સેનામાં ભરતી કરીને તેને જોકે મોટી તો બનાવવામાં આવી, પરંતુ દારૂખાનું અને તોપોની ન્યુનતાને લઇને કેટલાએક દીવસ સુધી લડાઇ કરવાનો વીચાર અંગ્રેજોએ બંધ રાખ્યો. આમ અંગ્રેજોને નરમ પડેલા જોઇને શીખોમાં વળી પાછો પહેલાં કરતાં પણ વધુ ઉત્સાહ પ્રગટયો, અને પુનઃ લડાઇમાં ઉતરવાનાં આશયથી સતલજની આ પાર તેઓ ઉતરી આવ્યા. શીખ સેનાને ચઢી આવેલી જોઇને અંગ્રેજો ઘણાજ ગભરાટમાં પડયા, કારણકે એ વખતે પંજાબની સરહદ ઉપરની તેમની સ્થિતિ ઘણીજ ખરાબ હતી. થોડા વખત આગમચ જે અંગ્રેજો કલમના ગોદાથી શીખ સરદારોના રાજ્યને પોતાની સત્તા હેઠળના તરીકે ઓળખાવતા હતા તેજ શીખ રાજ્યો અંગ્રેજોને મદદ કરવાને તૈયાર થયા નહીં. ધરમકોટ ઉપરાંત બીજા કેટલાક નાના નાના કિલ્લા અંગ્રેજોના હાથમાં આવી ગયા હતા. સને ૧૮૪૬ની તા. ૧૭મી જાન્યુઆરીના દીવસે ધરમકોટ તરફ એક અંગ્રેજ સેનાની બ્રિગેડ મોકલવામાં આવી; એવા હેતુથી કે શીખ લોકો જો લડાઇ ઝઘડામાં રોકાઇ જાય તો અંગ્રેજોનો અસબાબ તેમજ માલ મિલ્કત તે લુટી શકે નહિ. શીખોની એક ફોજની સાથે આ ટુકડીનો મેળાપ થઇ ગયો. શીખોની આ ટુકડી રણજોરસીંહની સરદારી હેઠળ હતી. શિખોની ટુકડીએ અંગરેજોની આ ટુકડીને મારીને નસાડી મુકી; પરંતુ જેમ બીજા સેનાપતિઓએ દગો કરી વીશ્વાસઘાત કર્યો તેમ રણજોરસિંહે પણ પોતાની કુટિલતા અને વિશ્વાસઘાતકતાનો પરીચય યથેચ્છ કરાવી દીધો. આ પછી અલીવાલમાં શિખ અને અંગ્રેજો વચ્ચે લડાઇ થઇ. આ સમયે શિખ ગોલંદાજોએ બહુજ બહાદુરી તો બતાવી; પરંતુ ભાગ્યદેવીએ આ લડાઇમાં પણ શિખોને

યશ ન આપ્યો! કેમકે ભાગ્યદેવી તેમના ઉપર પ્રસન્ન થઇ નહોતી. આ લડાઇમાં શીખોએ અરાઢ અંગ્રેજોને કેદ પકડયા; જોકે શિખોએ તેમની સાથે વર્તન તો સારી રીતનું રાખ્યું હતું.

વચમાં વળી ખાલસા સેનાએ એક બીજી ભુલ કરી અને તે ભુલને લઇને તેમણે પોતાના પગમાંજ પોતાની કુહાડી મારી. વાંચકને યાદ તો હશેજ કે જવાહરીસિંહના મૃત્યુ પછી પંજાબમાં કોઇ પ્રધાન થયો નહોતો. અલીવાલની લડાઇ વખતે જંબુના રાજા ગુલાબસિંહને મંત્રી નિમવામાં આવ્યો. ખરૂં જો કહીએ તો એમાં કાંઈ ખોટું નથી કે ગુલાબસિંહને પ્રધાન બનાવવામાં પોતાના હાથેજ પડેલા ઘા ઉપર નિમક નાંખવા જેવું થયું. ઠગને ઘેર ઠગ પરોણો! ગુલાબસિંહ પણ દગાખોરી અને હરામખોરી કરવામાં કાંઇ લાલસિંહ, તેજસિંહ કે રણજોરસિંહથી કાચો પોચો નહોતો, એટલે તે પણ દેશદ્રોહી થવામાં ન ચૂકયો! અંગ્રેજોની સાથે લડાઇ જાહેર થઇ તેજ વખતે પંજાબના પ્રધાન થવાનું તેણે સ્વીકાર્યું. ખાલસા સેના જોકે જમ્બુ-નરેશ ગુલાબસિંહ પ્રત્યે ધીક્કારની નજરે નીહાળતી હતી પરંતુ તેની ધીરતા વીરતા અને જ્ઞાનથી બધા લોકો જ્ઞાન હતા,ખાલસા સેનાએ ખાલી પડેલા પ્રધાનપદ ઉપર તેમને બેસાડયા. ગુલાબસીંહનું પ્રધાનપદ ઉપર નીમાવું એ શિખોને માટે તો જેમ ડુબતો માણુસ બ્હાર નિકળવા માટે તણુખલાને પકડે તે મિશાલજ હતું. હિંદનો વાઇસરોય લોર્ડ હાર્ડીંજ શિખો સાથેના યુદ્ધનું પરિણામ જોઇને ઘણોજ ગભરાઇ ઉઠયો હતો. તેણે ગુલાબસીંહને એવી મતલબનો એક ખાનગી કાગળ લખીને મૈત્રી કરી કે જ્યારે અંગ્રેજો શીખ સેના ઉપર બળ કરે ત્યારે શીખ સેનાપતીઓ સેનાથી અલગ થઇ જાય અને એ રીતે શીખોની હાર થાય તો

લાહોર દરબારના પરાજીત સૈનીક વીરોનો નીકાલ થઈ જાય અને તેથી સતલજ પાર આવી રાજધાનીમાં પ્રવેશ કરવાને અંગ્રેજોને કોઇપણ પ્રકારની મુસ્કેલી સહન કરવી નહીં પડે. ગુલાબસીંહે આ પ્રતીજ્ઞા કરી અને બધા શીખ સેનાપતીઓએ પણ તેનું અક્ષરસઃ પાલન કર્યું અને રણજોરસીંહની પાછળના લાલસીંહ, તેજસીંહ વીગેરે સેના નાયકો પણ મજબુત શીખ સેના સહીત બીજી વખતે સતલજની પેલે પાર ઉતરી પડયા. આ સમયે અંગ્રેજ સેનાની બહુજ કંગાળ સ્થીતી હતી. તેમની પાસે ન તો લડાયક સામગ્રી હતી કે ન તો માણસોનું બળ હતું, કે ન તો દારૂગોળો હતો. આ સમયે શીખ સેનાપતી તરફથી જો આ કંગાળ અંગ્રેજ સેના ઉપર ચઢાઇ થઇ હોત તો અંગ્રેજોની જે મદદ દીલ્હીથી આવી રહી હતી તેને પણ તેણે હસ્તગત કરી લીધી હોત અને શીખ યુદ્ધનો ઇતીહાસ કાંઇક જુદાજ રંગમાં રંગાયો હોત! પરંતુ ભાવિ નીર્માણ થએલું તે કેમ મીથ્યા થાય! પરમાત્માને એમ થવું કદાચ રુચતું પણ નહીંજ હશે એટલેજ શીખ સેનાના નાયકોની બુદ્ધી ઉપર સ્વાર્થનાં ભયજાનક કાળાં વાદળાંઓ છવાઇ ગવાં અને તેને પરીણામેજ પંજાબનું સર્વ નાશ પામ્યું.

છેવટે કેટલીક નાની નાની લડાઇઓ પછી શીખો અને અંગ્રેજો વચ્ચે આ ઇતીહાસ પ્રસીધ્ધ યુદ્ધ થયું. આ યુદ્ધમાં સ્વતંત્રતા દેવીએ હંમેશને માટે શીખોથી વીદાયગીરી લઇ લીધી. પરમાત્મા જેને દારૂણ દુઃખ દેવા ઇચ્છે છે તેની મતિનું પહેલેથીજ હરણ કરી લે છે તેજ મુજબની ઘટના આ શીખોના સંબંધમાં પણ થઇ. જ્યાં શીખ સેનાપતીઓ સોના ચાંદીના ઝગમગાટની લાલચમાં લપટાઇને પોતાની જન્મ ભુમીની સ્વાધીનતા વેચવાના નિશ્ચયમાં મશગુલ બન્યા હોય ત્યાં શીખ

સેના પોતાના સેનાપતિઓના સ્વાર્થ અને વિશ્વાસઘાતકપણાંને સમજવા અશક્ત નીવડે તેમાં નવાઇ જેવું શું હતું?! બીજી લડાઇઓની માફક સોબરાવના યુદ્ધની ઘટના પણ એજ બની. અલીવાલની લડાઇમાં વિજય મળવાથી અંગ્રેજોના આનંદનો પાર ન રહ્યો! દીલ્હીને માર્ગેથી જોઇતી વસ્તુઓ અને લડાયક સામગ્રીઓ મળવાથી તેમજ વિશ્વાસઘાતી શીખ સેનાપતીઓના દેશ પ્રત્યેના વિશ્વાસઘાતથી તે વધારે ઉત્સાહી બન્યા અને લડવા તૈયાર થયા.

શીખો વખતો વખત પોતાના પક્ષમાં લડાઇનું પરીણામ વિપરીત આવતું જોઇ નીરાશામાં ગરકાવ થવા માંડયા. આ સમયે નીરૂતસાહી શીખોના ઉતસાહમાં વધારો કરવા માટે એક વૃદ્ધ બહાદૂર વીર કેસરી ખાલસા સેનામાંથી મોખરે આવી ખડો થયો. આ મહાપુરૂષ તે બીજો કોઇ નહી પણ મહારાજ રણજીતસીંહનો ગોઠીઓ અને વીર કેસરી નૌનીહાલસીંહનો સસરો. અને અટારીનો સરદાર સ્યામસીંહ હતો. વૃદ્ધાવસ્થામાં પણ સરદાર સ્યામસીંહની નસોમાં પોતાની જન્મભુમીની સ્વતંત્રતાના રક્ષણાર્થે સંજીવની શકતીનો સંચાર થઇ ગયો. તેની રગેરગમાં પોતાના દેશના સનમાનના રક્ષણાર્થે રકત વહન કરી રહયું. તેણે પોતાની તેજસ્વી વીરતા ભરી વાણીથી શીખોના ઉત્સાહમાં વધારો કર્યો અને એવી ભીષ્મપ્રતીજ્ઞા કરી શીખોને કહયું કે "આવો, ખાલસા વીરો આવો, અને દેશના હીતાર્થે શતરૂ સાથે લડવા તૈયાર થાવ. હું પણ તમો સાથે રણસ્થળમાં લડીને સ્વર્ગ પ્રાપ્ત કરીશ. હૃદયના રકતને યુદ્ધના રણાંગણમાં રોળી ગુરૂ ગોવીંદસીંહના આત્માને પ્રસન્ન કરી ખાલસાના ગૌરવને વધારીશ" કેવળ મુખથીજ આવી પ્રતિજ્ઞા કરીને આ વૃદ્ધ સરદાર શ્યામસીંહ શાંત રહયો નહીં, પરંતુ લડાઇના મેદાનમાં પહોંચવા પહેલાં પોતાના પવીત્ર ધર્મપુસ્તક

ગ્રંથ સાહેબને પોતાના હાથમાં લીધું અને તેને નમન કરી એવી કઠોર પ્રતીજ્ઞા લીધી કે જ્યાં સુધી દેહમાં પ્રાણ રહે ત્યાં સુધી યુદ્ધના મેદાનમાંથી પાછો હઠીશ નહીં. આવી કઠોર પ્રતિજ્ઞા કરીને સફેદ ઝુંભામાં સજ્જ થઇ સફેદ ઘોડા ઉપર આરૂઢ થઇ આ વૃદ્ધ વીર સરદાર શ્યામસીંહ લડાઇના મેદાનમાં ખડો થયો. ત્યાં જવા આગમચ તેણે પુનઃ ખાલસા સેનાના વીર યોદ્ધાઓને અંદેશીને કહ્યું " ખાલસાના પુત્રો, પરાધીન થવાની અપેક્ષા રાખવા કરતાં મૃત્યુની સાથે આલીંગન કરવું શ્રેષ્ટ છે. માટે મૃત્યુની સાથે ભેટવાને તત્પર રહેજો" બસ, પછી શું, ગુરૂ ગોવીંદસીંહના મંત્રથી દીક્ષીત થએલી અને પંજાબ કેસરી રણજીતસીંહના રણનીતીજ્ઞપણાથી અલંકૃત થએલી શીખ સેના "સત શ્રી અકાલ, વાહ ગુરૂજીના ખાલસા, વાહ ગુરૂજીની ફતેહ"નો જયનાદ કરતી પુરવેગથી અંગ્રેજ સેના સાથે ભેટો કરવા માટે આગળ વધી. સરદાર શ્યામસીંહે યુદ્ધમાં ભારે શૌર્ય અને વીરતાથી પોતાની દેશભક્તી બતાવી. સેનાના પ્રત્યેક ભાગમાં તે પોતાના સફેદ ઘોડા ઉપર સ્વાર થઇને ઘુમતો રહી પ્રત્યેક સીપાહીને ઉત્સાહી કરતો રહયો. અંતમાં જ્યારે તેણે જોયું કે હવે તો બધું ફના થવામાં કાંઇપણ વીલંબ નથી ત્યારે તેણે અંગ્રેજ સેનાની ૫૦ મી રીજમીટ ઉપર હલ્લો કરવાને માટે હવામાં તલવાર લઇ ઘુમતા એક વીર યોદ્ધાની માફક ઘુમવા મંડી, નીડરતાથી આગળ વધવાનું શરૂ કરીને પોતાના સાથીઓને પણ આગળ વધવા કહ્યું. વૃદ્ધ સરદાર શ્યામસીંહને આગળ વધતો જોઇ તેના પચાસ સાથીઓ તેની પાછળ આગળ વધ્યા, પરંતુ પહેલાં તો બધી અંગ્રેજ સેનાનું આક્રમણ સહન થઇ શક્યું નહીં. અને સતલજ નદીમાં જઇ પડયા. સરદાર શ્યામસીંહના શરીરમાં સાત ગોળીઓ જઇ પહોંચી જેને લઇને તેનો જીવન

દીપક–પવિત્ર આત્મા હંમેશને માટે બુઝાઇ ગયો પરંતુ આ વિશ્વમાં તો અનંત કીરતી સરદાર શ્યામસીંહ પોતાની પાછળ મુકતો ગયો.

સોબરાવની લડાઇમાં શીખોનું બધું નાશ પામ્યું. તેમનો અપૂર્વ ઉત્સાહ અને પ્રબળ પ્રાક્રમ કાંઈ પણ ઉપયોગી થઈ પડ્યું નહીં. વિશ્વાસઘાતી લાલસીંહ અને તેજસીંહે આ લડાઇમાં શીખોને ફના કરાવ્યા. લાલસીંહે અંગ્રેજોને સોબરાવની લડાઇમાં શીખોના પડાવનો તમામ હેવાલ લખી મોકલ્યો. અંગ્રેજોને તેણે લખ્યું હતું કે "આ યુદ્ધનો સેના નાયક જોકે તેજસીંહ છે, પરંતુ તેનાથી ડરવાનું કાંઇ કારણ નથી. તેજસીંહ પોતાની પ્રતીજ્ઞામાં દ્રઢ થએલો છે અને તે યથાશકતી બને તેટલો લાભ અંગ્રેજોને મળે એ પ્રમાણે કોશેશ કરશે. હું ઘોડેસ્વાર સેનાની જોખમદારી લઇ આમતેમ રોકી રાખીશ. એ પછી અંદરની શીખ છાવણીના દક્ષીણ ભાગની જે ખરાબ સ્થીતી અને તેની એ બાજુની દીવાલ જે ઘણીજ ખરાબ રચાએલી હતી તેનું વર્ણન કર્યું હતું." અંગ્રેજોને શીખ સેનાપતી પોતાની છાવણીના આટલા સમાચાર મોકલી ચૂપ ન રહયા, પરંતુ તેમણે વધું વિશ્વાસઘાત શીખો સાથે તો એ કર્યો કે તોપચીઓને ગોળા ફેંકવા માટે દારૂ ગોળો આપવો પણ બંધ કર્યો;માત્ર આટલાજ અત્યાચારથી આ દુરાચારી પાપાત્મા જાતીદ્રોહી તેજસીંહ સંતુષ્ટ ન થયો. પરંતુ તે પોતાની મોટી સેના લઇને લડાઇના મેદાનમાંથી નહાસી છુટ્યો અને બાકીની સેનાને ન્હસાડીને બળ ભેગું કરી પુનઃ શતરૂ ઉપર હુમલો થવા ન પામે તે માટેની તેણે પેરવી કરી. સોબરાવની શીખ સેના અને શીખ રાજયના મધ્યમાંના સતલજ નદીપરના પુલને તોડી નંખાવ્યો. શીખસેના પાસે પોતાના દેશની રક્ષાર્થે લડીને મરવા સીવાય બીજો કોઇ ઉપાયજ રહયો નહીં

પરંતુ લડવું તે શી રીતે ? લડવાનો હુકમ કરનાર સેનાપતીજ નહોતો. દારૂગોળાની ગેરહાજરીને લઇને તોપ અને બંદુકો બંધ પડી હતી તેથી પણ શીખો નિરાશ તો નહીંજ થયા; તેમણે વૃદ્ધ સરદાર શ્યામસીંહની આજ્ઞાથી પોતાની ચતુરંગીણી સમશેરનો આશરો લીધો પણ તલવારનું બળ તોપોના ગોળાની સામે તે ક્યાં સુધી ટકી શકે? છેલ્લે આઠ હજાર શીખ સીપાહો પોતાની માતૃભુમીની સ્વતંત્રતાને માટે એ દીવસે લડીને અમરપદ પ્રાપ્ત કરી સ્વર્ગે સંચર્યા. આ વીર શીખોએ અંગ્રેજ સેનાના ઘેરામાં આવીને પોતાના પ્રાણો માટે દયા કે ભીક્ષા માંગી નહીં. ઇતીહાસ પ્રસીદ્ધ સોબરાવની લડાઇની ઘટના આ રીતે બની; વળી આ લડાઇની સમાપ્તીની સાથેજ પંજાબનીવાસીઓને તેમની સ્વતંત્રતાના નાશની સુચના પણ મળી ગઇ. સોબરાવની આ લડાઇમાં અંગ્રેજ સેનાના બે હજાર ચારસો ત્યાસી સીપાહો મૃત્યવશ થયા.

---

## પ્રકરણ ૪ થું
### સુલેહ અને વ્યવસ્થા

સોબરાવના યુદ્ધમાં વીજય પ્રાપ્ત કર્યા પછીપણ અંગ્રેજોને કળ ન વળી, થોડો વખત વિશ્રાંતી મેળવી લીધા પછી થોડી અંગ્રેજ સેના લઇ સતલજ નદી ઓળંગી. બીજું બાકી સૈન્ય લઇને બીજે દીવસે લોર્ડ હાર્ડીંજે પણ પહેલા સૈન્યની પાછળજ કૂચ કરી દીધી અને ત્રણ દીવસમાં કાસુર જઇ પહોંચ્યો અને ઇ. સ. ૧૮૪૬ ની ૨૦ મી ફેબ્રુઆરીના દીવસે તેણે એક જાહેરનામું પ્રસીધ્ધ કર્યું. આ જાહેર નામામાં તેણે જણાવ્યું હતું કે "અંગ્રેજોનો વિચાર પંજાબના રાજ્યને પોતાના રાજ્ય સાથે જોડી દેવાનો નથી પરંતુ શીખોએ કોલકરારની

શરતોનો જે ભંગ કર્યા છે તેથી તેમને નસીઅત-સજા, કરવાના હેતુથી પંજાબને અંગ્રેજો પોતાના હાથમાં રાખશે અને ભવિષ્યમાં સુરક્ષીત રાખવા શાંતી અને સંભાળ રાખી લડાઇનો ખરચ વસુલ કરવા માટે શીખ રાજ્યના કેટલાક પ્રદેશ અંગ્રેજોની સત્તાને આધીન રાખવામાં આવશે. લાહોર રાજ્યેજે કોલકરારોનો ભંગ કર્યો તેની સજા તેને પુરેપુરી થવી જરૂરી છે, છતાં પણ સાહેબ બહાદુર દરબાર અને સરદારોને રાજ્યને સુધારવા માટેની તક આપવા ઇચ્છે છે. જોકે દરબાર અને સરદારોની સાહ્યથી અંગ્રેજોના પરમમિત્ર મહારાજ રણજીતસીંહના પુત્રની આધીનતામાં નીરદોશ શીખ રાજ્યને સુરક્ષીત રાખવા અંગ્રેજો અંતઃકરણથી ઇચ્છે છે; પરંતુ જો શીખજાતી અરાજક રહી બચવાને માટેના આ નવા નિયમને ન સ્વીકારશે અને પુનઃ અંગ્રેજો સામે લડાઇ જગાડવાની જો કોઇ પણ તરેહની તૈયારી કરશે તો જે રીતથી પંજાબને નસીઅત-સજા-કરવાને માટે અંગ્રેજોએ જે ભલાઇ વાપરી છે તેજ રીતથી સાહેબ બહાદુર સીખોને નસીઅત કરીને તેની વ્યવસ્થા કરી લેશે.”

આ જાહેરનામું જાહેર થતાં એમજ માની લ્યો કે પંજાબના ઉપર કેમ જાણે વિના વરસાદે આભ તુટી પડયો હોયની! તેમ થઇ રહ્યું! પંજાબીઓ ડોળા ફાડતા રહી ગયા. સોબરાવના યુદ્ધ પછી અંગ્રેજો પંજાબમાં પોતાનો પગદડો જમાવવા પ્રયત્ન કરશે એવી તેમને લેશ માત્ર પણ ભ્રાંતી નહોતી; વળી જે કુળાંગાર અને દેશદ્રોહીઓ સોના ચાંદીના ઝળઝળાટથી મોહ પામી ગયા હતા અને તેના મોહમાં તણા-ઇને પોતાના દેશને હરામખોર થયા હતા તેઓ પણ આ જાહેર નામાંથી દીગમુઢ થઇને વિચારમાં પડી ગયા. અને વિચારવા લાગ્યા કે અંગ્રેજોને રાજધાનીમાં આવતા કયે પ્રકારે રોકવા! આવી વાત કરવામાં

જમ્મુનો રાજા ગુલાબસીંહ મુખ્ય આગેવાન હતો. કસુર સુધી તે રડતો કકળતો અને શીર પટકતો લોર્ડ હારડીંજ પાસે ગયો અને પંજાબમાં પ્રવેશ નહીં કરવાની પ્રાર્થના કરી; સાહેબ બહાદુરે ગુલાબસીંહની પ્રાર્થના પ્રતી ધ્યાન ન આપ્યું. છેલ્લે તે એવા નિર્ણય ઉપર આવ્યે કે જો મહારાજ દલીપસીંહને સાહેબ બહાદૂર સમીપ લઈ જવામાં આવે તો વખતે સાહેબ બહાદૂરનું દીલ ક્વચીત પીગળે અને પંજાબમાં પ્રવેશ કરવાનું માંડી વાળે, ગુલાબસીંહ તથા બીજા કેટલાક સરદારો સાથે આ બાબદમાં ગોષ્ટી કર્યા પછી મહારાજ દલીપસીંહને સાહેબ બહાદૂર સમીપ લઇ જવામાં આવ્યા સાહેબ બહાદૂરે તેમને આદરભાવથી બેસાડ્યા પછી કહ્યું કે "પંજાબને અગ્રેજ રાજ્ય સાથે જોડી દેવા અમો ઇચ્છા રાખતા નથી. દલીપસીંહ પોતાના પીતાના રાજ્ય ઉપર ભલે રહે, પરંતુ સતલજના બધા મધ્યસ્થાનો અંગ્રેજોને હસ્ત મુકવા જરુરી છે. ઉપરાંત વધારામાં દોઢ કરોડ રુપીઆ લડાઇના ખરચના અગ્રેજોને આપવા જોઇએ અને તે પણ આ કોલકરાર લાહોરમાં પ્રવેશ કર્યા પછીજ કરીશું, તે સીવાય તો નહીંજ;" આથી લાચાર થઇને મહારાજ દલીપસીંહની સાથે ગએલા ગુલાબસીંહ અને બીજા સરદારો વીલે મોંઢે ઝંખવાણા થઇ પાછા ફર્યા.

સને ૧૮૪૬ ની ૨૦ મી ફેબ્રુવારીએ વિજયી અંગ્રેજો લાહોરમાં આવી પહોંચ્યા અને કુંવર દલીપસીંહને તેના પીતા પંજાબ કેસરી મહારાજ રણજીતસીંહના સીંહાસન ઉપર પુનઃ બેસાડયો. અગ્રેજોએ લાહોરમાં બીજે દીવસે એક મોટો દરબાર ભર્યો. તેમાં લોર્ડ હારડીંજે પ્રખ્યાત કોહીનુર હીરો જોવાની પોતાની ઇચ્છા પ્રદર્શીત કરી

ગુલાબસીંહ પોતે તે હીરો બતાવવા લાવ્યો જે જોઇ લોર્ડ હારડીંજ બહુજ પ્રસન્ન થયો: અને તમામ અંગ્રેજોને તે બતાવ્યો. અને તે પછી તે હીરો ગુલાબસીંહને પાછો સપુરદ કર્યો. સોબરાવના યુદ્ધમાં મળેલા વીજયથી ગવરનર જનરલ લોર્ડ હારડીંજ અને પ્રધાન સેનાપતી ગફને ઇંગ્લંડથી લોર્ડની પદવીથી નવાજવામાં આવ્યા.

લાહોર નીવાસીઓ મહારાજ દલીપસીંહને પુનઃ સીંહાસન ઉપર બેસાડવાની યુક્તિ વીધીથી સારી રીતે સમજી ગયા હતા કે હવે પંજાબ આગળના જેવું નથી રહ્યું. વીજયી અંગ્રેજો પાસેથી બાળક દલીપને આ રાજ્ય એક ભીક્ષાની માફક પ્રાપ્ત થયું છે. લાહોરમાં જઇને અંગ્રેજોએ આ પ્રમાણે રંગ ઢંગ બતાવ્યાથી લાહોર વાસીઓ સમજવા લાગ્યા કે અંગ્રેજોએ મોટી કૃપા કરીને શીખ સામ્રાજ્યને અંગ્રેજ રાજ્યમાં નથી જોડી દીધું. લોર્ડ હારડીંજ દુરદર્શી હોઇ હૃદયે ઉદાર હતો. તેણે પંજાબને બ્રીટીશ રાજ્ય સાથે નહીં જોડી દેવામાં પોતાના બુદ્ધીચાતુર્યનો પરીપૂર્ણ પરીચય કરાવી દીધો. આ વખતે અમરતસરમાં ૨૦ હજારની સંખ્યામાં શીખ સેનાની તૈયારી હતી. સોબરાવના લડાઇમાં હાર મળવાના સબબે સેના અત્યંત ઉત્તેજીત થઇ રહી હતી અને જો આ વખતે આવું ડાહાપણ અને ઉદારતા ભરી વર્તણુ[illegible] પંજાબમાં જો શાંતી સ્થાપવામાં આવી ન હોત તો આ વખતે શીખ સેના પોતાને મળેલો અપમાનનો બદલો કોઇ પણ પ્રકારે લેવાને દૃઢ લાગી તૈયાર થઇ રહી હતીજ. પરંતુ લોર્ડ હારડીંજ તો આ સમય અને સંજોગથી સુવીદીતજ હતો એટલે તેણે જોઇ વીચારીને સમય સાધી લીધો અને પંજાબને અંગ્રેજ રાજ્ય સાથે જોડી નહીં દેવામાં ડહાપણ વાપર્યું. વળી લોર્ડ હારડીંજ આ વખતે એ પણ પામી ચુકે

હતો અને જોઇ લીધું હતું કે માત્ર ખાલી પંજાબને અંગ્રેજ રાજ સાથે જોડી દેવાથી કાંઇ પતી જવાનું નથી પણ ખરેખર મુખ્ય કામ તો ખાલસા સેનાને શકતીહીન કરવાનુંજ છે, કે જે ખાલસા સેનાએ અંગ્રેજોની અપાર હાની કરીને તેમને મુશ્કેલીમાં ઉતાર્યા. તેનું માનવું હતું કે આ શકતીશાળી સેનાને નીરબળ કર્યા સીવાય ભવિષ્યમાં સુખ ચેનથી પંજાબમાં અંગ્રેજોનું કામ નીરવીઘ્ને ચાલવું અસંભવીત હતું. ખાલસા દરબારના કાર્યવાહકો પણ લોર્ડ હારડીજના આ કાર્યમાં મદદગાર થયા. થએલા કોલકરાર અનુસાર લાહોર દરબારને વીસ હજારના પાયદળ લશ્કર અને બાર હજારના ઘોડેસ્વાર સૈન્યથી વધુ લશ્કર રાખવાની શકતી રહી નહીં. બાકી સેનાને તેનો પગાર આપી અલગ કરી દીધાથી ફાજલ તોપો જે લાહોર દરબારની વધારાની હતી તે અંગ્રેજોને હાથ આવી. હવેથી ૩૦ તોપથી અધીક તોપ નહીં રાખવાનું લાહોર દરબારે કર્યું. તા. ૯ મી માર્ચે અંગ્રેજો સાથે પહેલા કોલકરાર થયા. આ સંધી સંબંધી લવીઆનામાં વાતચીત થઇ ચુકી હતી. અને તેને લઇને સીખ દરબારને સતલજની દક્ષીણના બધા પ્રદેશો છોડી દેવા પડયા અને લડાઇના ખરચના દોઢ કરોડ રૂપીઆ આપવા શકતીહીન હોવાથી એક કરોડના બદલામાં કાશ્મીર અને હજારા સહીતનો તેમજ સીંધનો મધ્યસ્થ પ્રદેશ અંગ્રેજોને સોંપી દેવો પડ્યો. બાકી ૫૦ લાખ રૂપીઆ કેટલાક દીવસ પછી આપવાનું નકી કરવામાં આવ્યું. ૨૦ હજાર પાયદળ અને ૧૨ હજાર ઘોડેસ્વારની નવી સેના આ કોલકરાર મુજબ રાખવાની વ્યવસ્થા થઇ અને લાહોર દરબાર લખેલી શરતોથી અધીક સેના રાખવા સત્તાહીન થયું ! જ્યારે અંગ્રેજોએ પંજાબની અંદરના

વહીવટમાં કોઇપણુ પ્રકારે માથું નહી મારવા સ્વીકાર્યું ! તેમજ જરૂર પડતાં આવષ્યકતા પ્રમાણે લાહોર દરબારને વખતો વખત સલાહ આપ વાનું પણુ નકકી થયું. બ્રીટીશ સેના લાહોરમાં દરબારના ખરચે એક વરસ રહે અને તે દરમ્યાન સીખ સેના લાહોરમાં ન રહે એવી ગોઠ-વણુ થઇ. પંજાબના સરદારોએ લડાઇના ખરચના આપવાના નકકી થએલા રૂપીઆમાંના બાકી રહેલા રૂપીઆ એકઠા કરી આપી દેવા નીયત થયું, પરંતુ કેટલાએક સરદારોએ પોતાની પાસેથી રૂપીઆ આપવા ના મરજી બતાવી જણાવ્યું કે હમો પાસે કાંઇજ નથી. હમારી તમામ મીલકત નષ્ટપ્રાય: થઇ ગઈ છે, ત્યારે વળી કેટલાક એવા પણુ સરદારો નીકળી આવ્યા કે જેમણે લાહોર રાજ્યના હીતાર્થે વીના સંકોચે રુપીઆ કાઢી આપ્યા. આ સરદારોમાં અટારીનો સરદાર ચટર-સીંહ મુખ્ય હતો. આથી લાહોર રાજ્યે બાકી રૂપીઆ પણુ પુરા કરી આપ્યા.

લોર્ડ હારડીજનું મહાન કાર્ય પુરૂં થયું અને સીખ રાજ્યની પુનઃ નવી પ્રતીષ્ઠા થઇ. મહારાણી જીન્દાના પુત્ર મહારાજ દલીપસીંહ પંજાબના સીંહાસન ઉપર પુનઃ આરૂઢ થયા. મહારાણી જીન્દાને સીખ સેનાના પાછલા ઉપદ્રવોની વાતોનું સારી રીતે સ્મરણ હતું તેથી તેણીએ ગવરનર જનરલને વીનતી કરી કે મ્હને અને "મ્હારા પુત્રને પંજાબના સીખોને હાથ રાખવા કરતાં બ્રીટીશ રાજ્યની હદમાં રાખવા અથવા તો ગવર્નમેંટ હાઉસમાં લઇ જઈ રાખવામાં આવે એજ હમો માટે સહી સલામતી ભર્યું છે." વળી બાળ મહારાજ દલીપસીંહના હસ્તાક્ષરનો એક પત્ર રામસીંહ, રાજા લાલસીંહ, સરદાર તેજસીંહ, દીવાન દીનાનાથ અને ફકીરૂદીનની મારફતે ગવરનર જનરલ ઉપર મોકલી આપવામાં

આવ્યો જેમાં એવી વીનતી કરવામાં આવેલી હતી કે "નવીન રાજકાજ સંબંધી કોઇપણ પ્રકારનો ઉત્પાત ન મચે તેવી કાંઇક વ્યવસ્થા થવી જોઇએ. હમારી ઇચ્છા એવી છે કે થોડા વખત માટે બ્રીટીશ સેના દરબારના રક્ષણાર્થે રહે, એથી અધીક સાહાતાની જરૂર નથી." ગવરનર જનરલ લોર્ડ હારડીન્જે મહારાણી તેમજ સરદારોની માંગણીનો સ્વીકાર કર્યો.

માર્ચ મહીનાની ૯ મી તારીખે સાંજે ચાર વાગે ગવરનર જનરલના નીવાસ સ્થાનમાં એક સભા થઇ જેમાં ગવરનર જનરલ ઉપરાંત પ્રધાન સેનાપતી તથા બીજા રાજ કર્મચારીઓ પણ હતા. સીખો તરફથી બાળનરેશ દલીપસીંહ, રાજા ગુલાબસીંહ, સરદાર તેજસીંહ તથા બીજા૩૦ અન્ય સરદારો અને રાજકારોબારીઓ હાજર હતા. તેમને ઉદ્દેશીને ગવરનર જનરલ લોર્ડ હારડીન્જે કહ્યું કે "તમારી અંદરની વ્યવસ્થા સંબંધી બ્રીટીશ સરકાર દખલ કદવા તૈયાર નથી હું તો લાહોરમાંથી એકેએક બ્રીટીશ સેપાહને ખસેડી લેવા હું તૈયાર છું. પરંતુ શીખ દરબારના અતીશય આગ્રહથી અહીં બ્રીટીશ ફોજ રાખવા રાજી છું. આ વ્યવસ્થાને અંગે જે કાંઇપણ ન્યુનતા હોય તેની તપાસ કરી સફળતા અથવા અસફળતા પ્રાપ્ત કરવી એ તમો લોકોને હાથ છે, એ સંબંધમાં તમો લોકોને મદદ કરવાને માટે હું કોઇપણ જાતની કચાસ રાખતો નથી, છતાં પણ જો તમો વ્યવસ્થા સંબંધી કોઇ પણ પ્રકારે અડચણરૂપ થશો તો બ્રીટીશ ગવર્નમેંટ શીખ રાજ્યની રક્ષા કરવાને સમર્થ નથી એમ માનશો નહીં. જો શીખ દરબાર અચ્છી તરેહથી રાજ કારોબાર ચલાવી કોલ કરારોની શરતોનું પાલન્ કરશે તો તેમની સ્વતંત્રતા અને સ્વાધીનતાનું પુરતું રક્ષણ અવસ્ય કરીને હરેક રીતે કરવામાં આવશે. મહારાજ રણજીતસીંહના વખતમાં બને રાજ્યોમાં ભાઇબંધી

થઇ હતી તેને ચાલીસ વરસ થયાં, તેમણે રાજ્ય કરવાની પોતાની શકતીનો અદ્ભુત પરીચય કરાવી દીધો હતો તે વખતે શીખ જાતી સ્વતંત્ર અને સુખી હતી. તેમની રાજ્ય કરવાની પદ્ધતી અને રાજનીતી ભવિષ્યમાં પણ તમારે માટે ધડો લેવા યોગ્ય ઉદાહરણ રૂપ છે." બીજે દીવસે ગવરનર જનરલ મુખ્ય સેનાપતી અને રાજ્યના બીજા અંગ્રેજ અમલદારોએ પંજાબ કેસરી રણજીતસીંહના મહેલમાં બાળ મહારાજ દલીપસીંહની મુલાકાત લીધી અને દીવાન દીનાનાથે જે ગવરનર જનરલની પ્રસંસા કરનારો એક કાગળ લખ્યો હતો તે વાંચી સંભળાવ્યો તેનો સાર એવો હતો કે "ગવરનર જનરલે પંજાબની સ્વતંત્રતા જાળવવાને માટે જે કાંઇ કર્યું છે તેને માટે તેમના પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવાને ભાષામાં શબ્દ પણ જડતા નથી તો પછી મોઢેથી તો કૃતજ્ઞતા દર્શાવવાનું તો તદન અસંભવીતજ સાબીત થાય છે. તેમણે દરબાર અને બાળ મહારાજની પ્રાર્થનાને માન આપી લાહોરની પ્રજાની રક્ષાર્થે બ્રીટીશ સેના રાખવા કૃપા કરી તેને માટે હમો તેમના રૂણી છીએ."

બ્રીટીશ સરકારે પંજાબમાં આ પદ્ધતી ગ્રહણ કરીને સ્વતંત્ર શીખ રાજ્યોની રક્ષા તો કરી પરંતુ આ નવીન પ્રતીષ્ઠીત શીખ રાજ્યની દેખરેખનો ભાર કોના ઉપર નાંખવામાં આવ્યો હતો? જે દેશદ્રોહી કુલાંગાર રાજા લાલસીંહે સૌથી પહેલાં બ્રીટીશ ફોજને હાથે શીખ સેનાને રહેંસાવી નાંખી હતી તેજ શીખ સામરાજ્યનો કુલાંગાર અંગ્રેજોની કૃપાથી પ્રધાન મંત્રી થયો. જમુ નરેશ રાજા ગુલાબસીંહ ઘણા દીવસથી શીખ સામરાજ્યનો વડો મંત્રી થવાની ઉમેદ ધરાવતો હતો પરંતુ ખાલસા સેનાના ડરને લીધે તેણે મંત્રીપદ ગ્રહણ કરેલું નહોતું તેનો ખટકો હવે દૂર થઇ ગયો. અને તે ખટકો દુર થતાં તેનો પ્રતી

સ્પર્ધી લાલસીંહ મંત્રીપદે આવ્યો. તે વાત તેને બહુજ ખરાબ લાગી. ગુલાબસીંહને અસંતોષી જોઈ અંગ્રેજો કાંઈ ચીંતાગ્રસ્ત ન થયા! શીખો સાથની લડાઇના વખતમાં ગુલાબસીંહની શકતી કેટલી છે તેથી અંગ્રેજો સારી રીતે માહીતગાર હતા તેથી તેમણે ગુલાબસીંહને રાજી કરવા ૭૨ લાખ રૂપીઆમાં રાવી અને સીંધની મધ્યસ્થમાં આવેલો કાસ્મીર આદી પ્રદેશ વેચાતો આપી તેને તેનો સ્વતંત્ર રાજા તરીકે સ્વીકારી લીધો. સ્વતંત્ર રાજા થયા પછી ગુલાબસીંહ લાહોરની આધીનતામાંથી મુક્ત થયો. તેજસીંહને સીયાલકોટનો રાજા અને નવી સીખ સેનાના સેનાનાયકના પદે નીમવામાં આવ્યો અને એજ પ્રમાણે બીજા દેશદ્રોહી વિશ્વાસઘાતીઓને પણ કાંઇને કાંઇ બદલા મળ્યા! આથી પંજાબમાં શાંતીનું સામ્રાજ્ય ક્યાં સુધી ચાલ્યું તે આગળ ઉપર આપણે જોઇશું.

---

## પ્રકરણ ૫ મું

### અશાંતિનો ફુંધવાતો અગ્ની

લાલસીંહ પંજાબના પ્રધાન મંત્રી પદનો ઉપભોગ કરવા લાંબો વખત શકતીવાન તો ન થયો, છતાંએ તેણે અંગ્રેજોને પ્રસન્ન રાખવામાં પ્રયાસ ન રાખ્યો. અંગ્રેજો પણ તુરતમાં એટલું તો જાણી શકયાજ કે જે લાલસીંહ પોતાના દેશ, પ્રતી દગાખોર છે તે આપણી સાથે પણ વિશ્વાસઘાત કર્યા વિના કેમ રહેશે! વળી એવો શખસ કોઇનો સગો પણ નથી થઇ શકતો.

લાલસીંહના અમલથી શીખોને સંતોષ ન થવાનું કારણ શીખ જેવી વીરજાતી ઉપર સત્તા ચલાવવાની તેનામાં જેમ તાકાત ન હોતી, તેમ યોગ્યતા પણ ન હોતીજ,આથી લાલસીંહનો સૌભાગ્ય સીતારો તુરતમોજ અસ્ત થયો. તેણે અંગ્રેજો પ્રતી કાવતરૂં રચ્યુ. ખરેખર તો એમ હતું કે અંગ્રેજોની કૃપાથી ગુલાબસીંહ કાસ્મીરનો સ્વતંત્ર રાજા થયો. તેથી લાલસીંહ તથા લાહોર દરબારને ખોટું લાગ્યું કારણકે પહેલાં ગુલાબસીંહ લાહોર દરબારને આધીન હતો. ઈમામુદીન નામના એક સખસે કાસ્મીરના રાજા ગુલાબસીંહની વિરૂદ્ધમાં ફીતુર જગાડયૂં હતું. જોકે તે અંગ્રેજોની મદદથી દુર તો થયું પરંતુ એને અંગે અંદરખાનેથી લાલસીંહનો હાથ હોવાની માન્યતા થઈ. આ બાબતમાં તપાસ કરવા કેરીસાહેબના પ્રમુખપણા હેઠળ કમીસન નીમાયું. તેણે જુબાનીઓ ભેગી કરી. કમીસનની તપાસમાં લાલસીંહ દોષપાત્ર ઠર્યો. આથી તેને માસીક બે હજાર રૂ. ના પેનશન ઉપર બનારસ મોકલી દેવામાં આવ્યો. (તવારીખ ઉપરથી જણાય છે કે તેને આગરામાં સ્ટેટ કેદી તરીકે રાખવામાં આવ્યો હતો.)

લાલસીંહના દેશનીકાલ થવા પછી શીખ રાજ્યોની વ્યવસ્થા માટે સંવત ૧૯૦૩ સને ૧૮૪૬ ઇ. સ. તા. ૧૬ મી ડીસેંબરે રાવી નદીના તટ ઉપર લોર્ડ હારડીંજે ભૈરવાલ નામના સ્થળે નવું તહનામું કર્યું. જેનો આશય એવો હતો કે ગવરનર જનરલ તરફથી લાહોરમાં એક પ્રતીનીધી (રેસીડંટ) રાખવામાં આવશે, જેની રાજકાર્યને અંગે પુરેપુરી સત્તા રહેશે. અને તેને કોઇ સદ્‌ગૃહસ્થ તરફથી યોગ્ય સહાય આપવામાં આવતી રહેશે. રાજકારભારમાં પંજાબવાસીઓના જાતીય આચાર તથા નીની રીતી ઉપર સંપુર્ણ દષ્ટી રાખવા નીમી-તે સરદાર તેજસીંહ,

અટારીના સરદાર શેરસીંહ, દીવાન દીનાનાથ, ફકીર નુરૂદીન, સરદાર રણજોરસીંહ, ભાઇ નીધાનસીંહ, સરદાર અત્તરસીંહ, સરદાર સમશેરસીંહ આદી શીખ સજ્જનોની એક પ્રતીનીધી સભા રહેશે જે સભા રેસીડંટના કાર્યમાં મદદ કરતી રહેશે. પ્રતીનીધી સભા સભાસદોની ફેરબદલી રેસીડંટની અનુંમતી વીના કરી શકશે નહીં. મહારાજની રક્ષા તથા રાજ્યમાં શાંતી જાળવવા અર્થે ગવર્નર જનરલ તરફથી ઠરાવવામાં આવે તેટલીજ સેના રાખી શકાશે.વળી રાજ્યની રક્ષાર્થે લાહોરમાં અથવા તો કોઇ કીલ્લામાં અંગ્રેજ સેના રાખવી જરુરી લાગતાં વીના હરકતે સાહેબ બહાદુર રાખી શકશે. મહારાજ દલીપસીંહની માતા તથા તેની સાહેલીઓના ભરણ પોષણ અર્થે દોઢ લાખ રૂપીઆ વરસે આપવામાં આવશે. આ સધી તા. ૪ થી ડીસેંબર સને ૧૮૫૪ ને રોજ મહારાજ દલીપસીંહની ઉમ્મર ૧૬ વરસની થતાં અમલમાં રહી શકશે નહીં. પરંતુ આ પહેલાં પણ કવચીત દરબાર તથા અંગ્રેજ સરકારને આ કરાર તોડવાની જરૂરીઆત સાબીત થશે તો સાહેબ બહાદુર તેમ પણ કરી શકશે.

સોબરોંવની લડાઇને એક વરસ થયું નહીં દરમ્યાનમાં આ તહનાં નીયમો નીહાળી પંજાબ વાસીઓને ખાત્રી થઇ ગઇ કે અંગ્રેજો આંગળી પકડયા પછી પ્હોંચુ પકડવા ઇચ્છી રહ્યા છે. ઉકત પ્રકારનું તહ થયા પછી લોર્ડ હારડીજે પોતાના સંપુર્ણ વિશ્વાસપાત્ર સર હેનરી લોરેન્સને પંજાબના રેસીડંટ તરીકે નીમત કર્યો. આ સર હેનરી લોરેન્સ ઉદાર હૃદયી અને દુરદર્શી હતો એમાં તો સદેહજનક છેજ નહીં. જોકે પંજાબ જે દસ વરસ પહેલાં હતું, તે તો આ સમયે ન રહ્યું. તેઓ પણ પોતાના સમયમાં પંજાબવાસીઓને શાંત ! અરે ! ઠંડા પાડવામાં

સમર્થ તો નહીં થયા પરંતુ ઉલટા તેમના કેટલાંક કામો તો પંજાબ વાસીઓમાં સંદેહ ઉપજાવનારાંજ થઇ પડયાં! સને ૧૮૪૭ ઇ. સ. ની તા. ૩ જી જુલાઇના ગવર્નર જનરલના હુકમથી પોતાની શકતી (રેસી-ડંટની સત્તા) જાદે વધું સમજી લેવામાં આવી. સાહેબ બહાદૂરના આજ્ઞાપત્રનો સારાંશ એવો હતો કે ભૈરવાલના તહ અનુસાર લાહોરના બ્રીટીશ રેસીડંટને રાજયની તમામ બાબદોમાં પોતાની ઇચ્છાનુસાર કાર્ય કરવાની સંપુર્ણ છુટ છે. રેસીડંટને ખાતર પ્રતીનીધી સભાના દેશી સભાસદોએ એકમતીથી કાર્ય કરવાં એ જરૂરી અને પ્રસંસનીય છે, જોકે દેશી સભાસદો તેમને સંપૂર્ણ તાબે તો છેજ. રેસીડંટ પોતાની નજરમાં આવે તો એ સભ્યોમાંથો કોઇને દુર કરી તેને સ્થાને બીજાને નીયત કરી શકે છે, એટલુંજ નહીં પરંતુ સૈનીકની બાબદમાં પણ તેમને સંપુર્ણ સ્વતંત્રતા છે. અને તે અનુસાર પંજાબના કોઇપણ સ્થાનમાં તેઓ પોતાની ધ્યાનમાં આવે તો શીખ સૈન્યને સ્થાને અંગ્રેજ સૈન્ય પણ રાખી શકે છે.

રાજનીતીના દાવપેચ સમજવા સહેલ નથી. મોટ મોટા વિદ્વાનોની વિદ્વતા અને મોટ મોટા વીર નાયકોની વીરતાનો પણ રાજનીતીના દાવ-પેચમાં પતો લાગતો નથી, પંજાબ નીવાસી—વીશેષે કરીને એ સમયમાં શીખો—જો કે સ્વાભાવીક રીતે વીર પુરુષો હતા, પરંતુ રાજનીતીના વીલક્ષણ દાવપેચ સમજવામાંથી તેઓ વંચીત હતા; તેમ એ બીચારા-ઓમાંથી કેટલાક થોડાએક રાજનીતીના દાવપેચ સમજવામાં શક્તીવાળા હતા; પરંતુ તેઓમાં પણ એવી હીંમત કે શક્તી નહોતી કે જેથી તેઓ સાહેબ બહાદૂરની આવી ચીઠીઓ અને તેહનું રહસ્ય સ્પષ્ટતાથી સમ-જાવે! સત્ય હકીકત તો એ છે કે એકલા પંજાબમાંજ નહીં પરંતુ

સમસ્ત ભારત વર્ષમાં આ સમયે ફક્ત એક મહારાજ રણજીતસીંહજ હતા કે જેઓ અંગ્રેજોની રાજનીતી સમજવામાં સંપૂર્ણ નીપુણ હતા તેમના પછી પંજાબમાં તો શું પરંતુ સમસ્ત ભારત વર્ષમાં પણ અંગ્રેજોની રાજનીતીના મર્મ સમજવાવાળા કોઈ નહીં થયા. અને તેને પરીણામેજ સ્વતંત્ર શીખ રાજ્યને અંગ્રેજોના પગ સમીપ નમી જવાની ફરજ પડી હતી તેથી સામાન્ય રેસીડંટ પણ વીર પંજાબીઓને પુતળાંની માફક નચાવવા લાગ્યો હતો

સને ૧૮૪૭ ની તા. ૨૩ મી અકટોબરની ગવરનર જનરલની એક વધુ ચીઠીની રૂએ રેસીડંટની સત્તા વળી પાછી વધી આ ચીઠીનો સારાંશ એ હતો કે "દલીપસીંહની બાલ્યાવસ્થા દરમ્યાન હમો લોકોએ સ્મરણમાં રાખવું જરૂરી છે કે સને ૧૮૪૬ ના તહ અનુસાર પંજાબનું રાજ્ય સંપૂર્ણ સ્વતંત્ર નથી. રાજ્યના કોઇપણ અમલદાર અથવા સરદારને લડાઇમાં ઉતરવા યતો તહ કરવા કે નાનામાં નાની જમીન વેચવા અથવા તો બદલવાનોપણ અધીકાર નથી. મહારાજ પણ હમારા આધીનપણામાં છે. જેથી તેમને પણ તેમની ઇચ્છાનુસાર કોઇ પણ કાર્ય કરવાને અધીકાર નથી."

ગવરનર જનરલની તથા રેસીડંટ તરફની આ પ્રકારની ચીઠી પત્રીથી પંજાબવાસીઓના અંતઃકરણમાં ભીતરમાં હોળી સમાન અગ્ની સળગવા માંડયો. ત્યારે બીજી બાજુએ રાણી જીન્દાના દરેક કાર્યમાં રેસીડંટ સંદેહ લાવી વિઘ્ન રૂપ થતા રહ્યાથી બળતામાં ઘી નાંખવા સમાન થયા. હેનરી લોરેન્સે મહારાણીને એવી ચીઠી લખી કે "ભૈરવાલના તહ અનુસાર પંજાબના રાજ્યકારોબારમાં મહારાણીને હાથ ઘાલવાનો કોઇપણ પ્રકારનો અધીકાર નથી. તેણી સંપૂર્ણ સ્વતંત્રપણે પોતાના જીવનનો

મોજથી નીભાવ કરી શકે તે હેતુથી તો વાર્સીકરૂ.દોઢ લાખની રકમનું વેતન નકકી કરી અપાયલું છે. છતાં એવી અફ્વા છે કે મહારાણી કોઇવાર ૧૫ તો કોઇવાર ૨૦ સરદારોને ઘરમાં આમંત્રી તેમની સાથે મસલત કરે છે. અને કોઇ કોઈ સરદાર તેમજ કારભારી છુપી મુલાકાત લે છે વળી એવું પણ સંભળાય છે કે પાછલા મહીનાથી મહારાણી દરરોજ રાજમહેલમાં ૫૦ બ્રાહ્મણોને ભોજન પણ આપે છે અને તેના જાતે પગ પણ ધુએ છે. વળી અતિરીકત પરમ ડળમાં પણ સો બ્રાહ્મણોને મોકલવાની હકીકત સંભળાઇ છે. મહારાજ રણજીતસીંહના પરીવારની માન માર્યાદા સાચવવાનો બોજો મારે શીર હોવાથી કહેવું પડે છે કે. આ બધાં કાર્યો મહારાણીના દરજ્જાને યોગ્ય નહીં હોઇ પ્રતીષ્ઠાને એબ લગાડનાર હોવાથી મહારાણીએ પોતાની સખી સાહેલી અને દાસદાસીઓ સીવાય બીજાની મુલાકાત લેવી બંધ કરવી કે જેથી હાલ તેમજ ભવિષ્યમાં પણ ઠીક થઇ પડે—અને તેથીજ મહારાણીને લખું છું કે જો મહારાણીની આંતરેચ્છા દરીદ્ર તેમજ ધારમીક વ્યકતીઓને ભોજન કરાવી તૃપ્ત કરવાની હોય તો તે નીમીન્તે તેણે દરેક માસની પહેલી તીથીએ અથવા તો શાસ્ત્રાનુસાર સારા દીવસે તેમ કરવું. મતલબ કે મહારાજ રણજીતસીંહના વર્તન અનુસાર મહારાણીએ વર્તવું હીતાવહ છે. વળી જો કોઇ સરદારની મહારાણી પ્રતી સન્માન પ્રકટ કરી. અભીવંદન કરવાની અથવા તો મહારાણીની મુલાકાત પણ લેવાની ઇચ્છા હોય તો તેણે મહારાણીને સ્રીઓની માફક નમ્રતા અને શીળતાથી મળવું જોઇએ. વળી કોઇપણ મહીનામાં પાંચ અથવા છ સરદારથી વધુએ એકકી વખતે મહારાણીની મુલાકાત ન લેવી, તેમ સરદારો સાથની મુલાકાત દરમ્યાન મહારાણીએ પણ જોધપુર, જયપુર તેમજ નેપાલની

રાજકુમારીઓની માફક પડદામાં રહી મુલાકાત કરવી જોઇએ. વળી મહારાણી તરફથી મહેરબાની કરીને મહેલમાં કોઇ અપરીચીત વ્યક્તીને પ્રવેશ કરવા નહીં દેવાશે તો ભવિષ્યમાં સરકારે તેમજ અન્ય રાજ્ય કર્મચારીઓને રાજકાર્યમાં ઓછો પરીશ્રમ ઉઠાવવો પડશે."

રેસીડંટ તરફની ઉપરની ચીઠી પરથી વાંચકોએ અનુમાન તો કરી લીધું હશેજ કે સોબરાવની લડાઇ પછી પંજાબ કઇ સ્થીતીએ જઇ પહોંચ્યું હતું? મહારાજ રણજીતસીંહની પ્રાણ પ્યારી મહારાણી જીંદાએ વીના સંકોચે રેસીડંટની આજ્ઞા શીરસાવંદ્ય માની લઈ એક મોટી ચીઠી તા. ૬ ઠી જુનના દીવસે રેસીડંટની ચીઠીના પ્રત્યુત્તરમાં લખી તેમાં તેણે જણાવ્યું હતું કે "મેં આપનો આજ્ઞા પત્ર ઘણાજ ધ્યાનપૂર્વક વાંચ્યો, આપે એવું જણાવવાની કૃપા કરી છે કે મને રાજ કાર્યમાં માથું મારવાનો અધીકાર નથી. મને બ્રીટીશ તેમજ શીખ બંને રાજ્યમાં મીત્રતા હોવાને કારણે રાજ વિરૂદ્ધ કાર્ય કરનારાઓને યોગ્ય નસીઅત કરી મહારાજ તથા પ્રજાની રક્ષાર્થે લાહોરમાં અંગ્રેજ સેના અને અંગ્રેજ કારોબારી રાખવા પ્રાર્થના કરી હતી, પરંતુ રાજકાર્યમાં મ્હારો કોઇપણ પ્રકારનો સંબંધ નહીં રહેશે એવો તે સમયે કોઇ પ્રકારનો નિર્ણય થએલો નહીં. હા, એ વાત તો અવશ્ય થઈ હતી કે રાજકાર્યમાં મારા કારભારીઓની સલાહ જરૂર લેવાશે. જેટલો સમય સુધી કુંવર દલીપસીંહ પંજાબના રાજ્યનો રાજા છે ત્યાં સુધીના સમય દરમ્યાન તો હું પંજાબની અધીશ્વરી છું. છતાં પણ રાજ્ય સાથની ભલાઇને લઇને નવા તહ અનુસાર જો કોઇ ગોઠવણ થઇ હશે તો તેથી પણ મને તો સંતોષજ છે.

મને દોઢ લાખની વારસીક ઠરાવી આપેલી વેતનની રકમના સંબંધમાં મારે કહેવાનું એટલુંજ છે કે એ બાબત ચર્ચા કરવી બીન જરૂરી છે.

કેમકે માણસ પોતાની પરીસ્થીતીને અનુસરીનેજ પોતાના દીવસ વ્યતીત કરે છે તો પછી જાણવાની જરૂરશી છેકે તેનું જીવન કેમ વ્યતીત થાય છે?! મહારાજની બાલ્યાવસ્થા દરમ્યાનને લઇને રાજ્યની ભલાઇને અર્થે આ ગોઠવણ થએલી છે એટલે હું તો તેને સબબે પણ આનંદીજ છું.

સરદારોની સાથે એકાંતમાં મળવા અને મસલત કરવાના સંબંધમાં ખરી વાત તો એ છે કે માત્ર બેવાર સરદારોને બોલાવીને મેં મસલત કરી હતી. એક વાર અમૃતસરથી લાહોર આવતી વખતે મેં એમને એવી સલાહ આપેલી કે લાહોરમાં પરમાનું આવવું કોઇપણ પ્રકારે હીતાવહ નથી. બીજી વખતે મહારાજના પોતાના ખરચ સંબંધી કાંઇક મસલત કરવા મેં સરદારોને બોલાવ્યા હતા. એ ઉપરાંત કોઇ કોઇ વખત સરદાર તેજસીંહ અને દીવાન દીનાનાથને બોલાવતી હતી. પરંતુ ભવીષ્યમાં આપની સુચનાનુસાર મસલત કરવા પાંચ છ સરદારોનેજ બોલાવ્યા કરીશ. મારા હવાલામાં ચારપાંચ વિશ્વાસપાત્ર નોકરો છે, તેમને તો હું ત્યાગ ન કરીશ. મુલાકાત દરમ્યાન મેં આપને એમ પણ કહ્યું હતું કે એ લોક સીવાય મને બીજા કોઇની સાથે મુલાકાત લેવાની આવશ્યકતા નથી.

આપે પચાસ બ્રાહ્મણોને ભોજન કરાવવાના સંબંધમાં તેમજ તેનું ચરણામૃત લેવાના સંબંધમાં જે લખ્યૂં છે તેના સંબંધમાં મારું કહેવુ એવું છે કે એતો અમારા શાસ્ત્રાનુસાર છે, એતો એક સાધારણ રીત છે. આ મહીનામાં અને તે અગાઉના મહીનામાં મેં એ કાર્ય કર્યું હતું. પરંતુ જે દીવસથી તમારો પત્ર મળ્યો છે તે દીવસથી મેં એ કાર્ય કરવું પણ છોડી દીધું છે. તમારા ઠરાવ્યા પ્રમાણે હવેથી હું ધર્મદાન અને પુણ્યકાર્ય કરીશ.

પરમડક્કના બ્રાહ્મણોને ભોજન કરાવવાના સંબંધમાં મારૂં કહેવુ એવું છે કે એ સ્થાન બહુજ પવિત્ર તરીકે ઓળખાય છે. જેથી બ્રાહ્મણોને ત્યાં મોકલવામાં આવ્યા હતા.

આપ લખો છો કે પંજાબમાં સુવ્યવસ્થા કરવાના આશયથી મહારાજ રણજીતસીંહના પરીવાર તેમજ હમારા સનમાન અને મોભ્માની રક્ષાર્થે વધુ ઇંતેજાર છીએ તેના સંબંધમાં જણાવવાનું કે જે કાંઇ પણ ઉપાય અમારા બાબમાં લેવામાં આવશે તે માટે અગ્રેજોના હમો ઓશીંગણ અને ઉપકારીજ રહીશું. આપે જેપુર, જોધપુર, અને નેપાલની રાજ-કુમારીની માફક મને પણ પડદામાં રહેવાની સુચના કરી છે, પણ એ સંબંધમાં કેવળ એટલુંજ કહેવાનું કે તે રાજકુમારીઓ રાજકાર્યમાં ભાગ નથી લેતી, જેથી ફરીને તેમને પડદામાં રહેવું હીતાવહ છે કેમકે તેમના રાજ્યમાં સ્વામીભક્ત, બુદ્ધીમાન અને વિશ્વાસપાત્ર રાજ-કર્મચારીઓ પોતાના રાજ્યના હિતાર્થે પ્રાણથી પણ અધીક પ્રયત્નો કરે છે, પરંતુ અહીંઆં તો જે પ્રકારની રાજભકતીથી અમલદારો કામ છે તેથી તો આપ સારી રીતે માહીતગારજ હશો! એ તમારાથી અણજાણ્યું ન હોય!

આપ એટલી તો ખાત્રી રાખજો કે કોઇપણ અણજાણી અને પરીચીત નહીં એવી વ્યકતી હમારા જનાનામાં નથી આવતી, અને હવે પછી પણ અપરીચીત વ્યકતી આવી શકશે નહીં એ ઉપરાંત પણ આપને મારી એવી પ્રાર્થના છે કે આપ કોઈ વિશ્વાસપાત્ર સરદારને નીમી દયો કે જે આપને મ્હારી હીલચાલથી વાકેફગાર રાખે અને મારી હકીકત જણાવ્યા કરે, તથાપી એટલું તો ધ્યાનમાં રાખજો કે દર-બારના કોઇપણ સરદારની આ કાર્ય અહા કરવા માટે નીમણુંક કરશો

નહીં. આ એક ઘણી ખુશીની વાત છે કે મહારાજ રણજીતસીંહ અંગ્રેજો સાથે જે મીત્રતાની ગાંઠ ગાંઠી ગયા છે તેનાજ અમૃતફળ હું અને મ્હારો બાળ મ્હારાજ બન્ને ભોગવી રહ્યાં છીએ. જો આપને આવશ્યક લાગે તો મને સજા કરવા માટે પણ ચુકતા નહીં."

મહારાણીના આ પત્રની ઉપર અનુમાન કરીને કેટલાક ઇતીહાસ લેખકો લખે છે કે એ પત્ર કેવો હતો? મહારાણીની કૂટીલ નીતીનો એક નમુનો હતો. જો તેણીનું વર્તન હેનરી લોરેન્સની સંમતી અનુસાર રહ્યું હોત અને પ્રતીનીધી સભાનો જો દ્વેષ રાખ્યો ન હોત તો તેણી કદી પણ વીટંબણામાં આવી પડી ફસાવા પામી નહોતા રેસીડંટને તો મહારાણીના પ્રત્યેક કાર્યમાં એટલે સુધી શક ઉતપન્ન થવા લાગ્યો કે મુલતાનથી મહારાણીની એક સાહેલી સફેદ ગવન લાવી હતી તેમાં પણ રેસીડંટને તો ષડયંત્રનું ભુત હોવાનો ભાષ થયો! અને તેથી એવું અનુમાન તેમાંથી કાઢ્યું કે મહારાણી મુલતાનના દીવાન મુળરાજ સાથે મળી જઇને અંગ્રેજોની સામે ફીતુરનો ઝુંડો રોપવાની આતુરતા ધરાવે છે.

આ બનાવ બની ગયા બાદ કેટલાક દિવસો પછી પરમા નામની એક વ્યકિતએ સરદાર તેજસિંહને મારી નાંખવાનું કાવત્રું રચ્યું. આ હત્યાના કાવત્રામાં પણ મહારાણીનો હાથ હોવાની કલ્પના ઉઠાવવામાં આવી, કેમકે આને અંગે મહારાણીનો વિશ્વાસપાત્ર મંત્રી પણ પકડાયો હતો આથી એ બાબદ ગવરનર જનરલ લોર્ડ હાર્ડીંજ સુધી પહોંચી ગઇ. તેમણે આ બાબદમાં મહારાણીનો હાથ બિલકુલ નહીં હોવાનું જણાવી નિર્દોષતા જાહેર કરી, પરંતુ કહેવત છે કે જેમ જેમ દવા કરવામાં આવે તેમ તેમ રોગમાં વધારો થતો જાય તે અનુંસાર મહારાણી જીન્દા પણ છેવટે એવા આરોપમાં સપડાઇ કે તેણી તરફથી બાળ મહારાજ દલીપને બહેકાવવામાં આવે છે!

તા૦ ૭મી ઓગષ્ટ સને ૧૮૪૭ને રોજે કેટલાક સરદારોને તેમનાં સારાં કામ બદલ દરબાર ભરીને પદવીઓથી નવાજવામાં આવ્યા, શિખ સૈન્યના સેનાધ્યક્ષ સરદાર તેજસિંહને રાજાની પદવીથી નવાજવામાં આવ્યો. શિખ દરબારમાં એક એવો નિયમ ચાલી આવેલો હતો કે જેની નીમણુંક સેનાધ્યક્ષની જોખમદારી ભરેલી પદવી ઉપર થાય તેને રાજા તરફથી પોતાને હાથે તીલક કરવામાં આવતું હતું. આ પદ્ધતી અનુસાર સરદાર તેજસીંહને મહારાજ દલીપસિંહે પોતાને હાથે ટીલું કરવું જોઇતું હતું પરંતુ તેજસિંહ અને મહારાણી જીંદાની વચ્ચે તો પરસ્પરમાં અણબનાવનો અગ્ની પ્રગટેલો હતો એટલે મહારાણીએ બાળ મહારાજ દલીપને એ દિવસે દરબારમાં ઘણોજ અસુરેથી મોકલ્યો હતો. આ સમયે દરબારમાં દરબારીઓ અને બીજા બધાઓ મહારાજની પધરામણીની રાહ જોઇ બેસી રહયા હતા. નીયત સમય વ્યતીત થઇ ગયા પછી મહારાજ દલીપસીંહ દરબારમાં આવી પહોંચ્યા. સર હેનરી લોરેન્સે તેમને સ્વહસ્તે સરદાર તેજસિંહને તિલક કરવાની માનપુર્વક વિજ્ઞપ્તી કરી, પરંતુ બાળ મહારાજ દલીપ-સીંહે પોતાના નાના હાથો વડે ઇસારો કરી સરદાર તેજસીંહને સ્વહસ્તે તીલક કરવાની સર હેનરી લોરેન્સની વિનતીનો અસ્વીકાર કર્યો. રેસી-ડંટ તે ઉપરથી તેજસિંહને તીલક કરવા રાજગોરને વીનતી કરી, રાજ ગોર પાસે તીલક કરાવ્યું. ઉપાધિઓથી નવાજવામાં આવેલા શીખ સરદારોના માનમાં એજ દિવસે રાત્રે આતશબાજી ફોડવામાં આવી તે પ્રસંગે પણ મહારાણી જીંદાએ કુંવર દલીપસીંહને મોકલ્યો નહી જેથી રેસીડંટ સર હેનરીને ઘણુંજ ક્રોધ અને ખરાબ લાગ્યું.

હાય! ખરાબ સમયમાં તેજસિંહને તિલક કરવા બાળક દલીપ

ાસહે ઈન્કાર કર્યો ! કુંવરનું આ કાર્ય માતા તરફના અયોગ્ય શિક્ષણનુ ફળ છે એમ માની લેવામાં આવ્યું અને લોર્ડ હાર્ડીંજ તથા સર હેનરી લોરેન્સ આદિ બધાની માન્યતા એવી થઇ કે જો દલીપસીંહ તેની માતાની પાસે વધુ સમય રહેશે તો તદ્દન અયોગ્ય થઇ જશે બલકે તેને પછી પુતળાંની માફક નચાવી શકાશે નહિ તેટલા માટે મહારાણી થી વિમુખ જેટલો રાખી શકાય તેટલું વધુ સારૂં એમ વિચારીને લોર્ડ હાર્ડીંજે તા, ૧૯મી ઓગષ્ટના દિવસે રેસીડંટ સર હેનરી લોરેન્સને મહારાણીને લાહોરથી દુર કરવાના સંબંધમાં દરબારમાં ખુલ્લી રીતે સમ્મતિ મેળવી લેવા માટે લખી જણાવ્યું.

લોર્ડ હારડીજના આ પ્રબંધના સંબંધમાં પ્રતિનિધી સભાના તમામ સભાસદોએ પોતાની સંપૂર્ણ સંમતિ આપી અને લાહોરથી ૧૯ માઇલ દુર શેખુપુરામાં રાણી જીન્દાને નજર કેદ રાખી. તેના ખરચને માટે માસિક ચાર હજાર રૂપીઆનું વેતન આપવાનું ઠર્યું આથી બિચારી રાજમાતા જીંદાને પોતાનાં પ્રાણપ્યારા દલીપસીંહથી વિખુટા પડી મુસલમાનોથી વસાયલા શેખુપૂરામાં માસિક રૂપીઆ ચાર હજાર ઉપર રહેવું પડયું !

અરે નિર્દયતા ! તારી પણ કાંઇ સીમા છે ખરી !? રાણી જીંદાને આ ખબર પહોંચાડવા અને શેખુપુરા જવા નીકળવાના હુકમથી તેણીને વાકેફગાર કરવા માટે રાણીનો ...ઇ હીરાસંહ તેણીની પાસે ગયો. મહારાણી જીન્દા આ સમાચાર સાંભળીને જરાપણ ચિંતાતુર ન થઇ કે ગભરાઇ પણ ન ગઇ, તેણે એ ખબર સાંભળીને તેની આંખમાંથી અશ્રુનું બિંદુ સરખુ પણ ન ટપક્યું ! અરે ! એટલુંજ નહિ પણ મ્હોં ઉપર કીંચીત ગમગીનીની લાગણી સરખી પણ ન છવાઇ, પરંતુ મોટા મોટા બળવાન

અને બહાદુર વીરો પણ જે હિંમત અને ધીરજ ન દર્શાવી શકે તેથી અધીક હિંમત તેણીએ બતાવી દ્રઢતાથી ગંભીર શબ્દોમાં કહ્યું "જેને અંગે લાભ જણાતો હોય તે કાર્ય કરવા હું તૈયાર છું."

લાહોરથી જતાં પહેલાં મહારાણીની આંતરેચ્છા એવી હતી કે એક વખત રેસીડંટની મુલાકાત લેવી પરંતુ મહારાણીની તે ઇચ્છા પાર ન પડી! રેસીડંટે રાણી જીન્દાની મુલાકાત લેવાની માંગણીનો અસ્વિકાર કર્યો અને રેસીડંટે મહારાણીને તેના તમામ આભુષણો સાથે લઇ જવાની પરવાનગી આપી તેની સાથે એમ પણ કહ્યું હતું કે જો તમો તમારો સામાન તમારી સાથે લઇ નહીં જઇ શકો એમ હોય તો તે તમારા બે વિશ્વાસુ માણસોને સોંપી જાવ. રેસીડંટે આ પ્રમાણે મહારાણીને કહેવાનો હેતુ એટલોજ હતો કે ભવિષ્યમાં મહારાણી એમ ન કહી શકે કે મને અમુક વસ્તુઓ ન લેવા દીધી. મહારાણી પોતાની સાથે છ લાખના આભુષણો અને ઝવેરાત લઇ ગઈ હતી. આ સમયે એવી અફવા ચાલી હતી કે તેણીના કેશ પકડીને તેણીને રાજ મહેલમાંથી ખેંચી કાઢવામાં આવી હતી પણ સરકારી ઓગરીયાં જોતાં માલમ પડે છે કે સર હેનરી લોરેન્સે તેણીને શેખુપુરામાં પુરતા માન સહિત પહોંચાડી હતી. તેણી શેખુપુરામાં તા. ૧૯ મી ઓગસ્ટે પ્હોંચી; ત્યાં તેણીની સંભાળ લેવાનું કામ શુરસિંહ નામના એક વ્યકિતને સોંપવામાં આવ્યું અને તેના નિર્વાહ માટે માસિક રૂપીઆ ચાર હજારની ગોઠવણ દરબારની સમ્મતિથી કરવામાં આવી, બીજે દિવસે ગવરનર જનરલ તરફથી એક યાદી બ્હાર પાડી જણાવવામાં આવ્યું કે, "લાહોર અને બ્રીટીશ સરકાર વચ્ચે મિત્રતા થઇ બાળ મહારાજની શિક્ષા અને રક્ષાર્થે હમેશાં ચેસ્ટા કરવામાં આવતી રહી છે તેને સબબે ગવરનર

જનરલને એમ કરવું જરુરી જણાયું કે તેને તેના હિતાર્થે તેની માતાથી દુર રાખવો એ અવસકર છે અને એટલા માટેજ મહારાણીને લાહોરથી તા. ૧૮ મી ઓગસ્ટના દિવસે શેખુપુરા મોકલવામાં આવી છે." આ ઘટનાબન્યાપછીથોડાવખત બાદ સર હેનરી લોરેન્સ પોતાની તંદુરસ્તીમાં બીગાડો થયાથી ડોકટરોની સલાહને અનુસરીને તબીયતના સુધારાર્થે ઈંગલંડ ગયો, આથી પંજાબના નવા રેસીડંટ તરીકે તેની જગ્ય ઉપર સર ફ્રેંડરીક કેરીને નિમવામાં આવ્યો. તે સાથેજ લોર્ડ હાર્ડીજના ઓહ્દાની મુદત પણ પુરી થઇ અને તેની જગ્યાએ મારક્વીસ ઓફ ડેલ હાઉસીની નિમણુંક થઇ. લોર્ડ હાર્ડીજે તેને ચાર્જ સોપતા કહ્યું હતું કે–

It would not be necessary to fire a gun in India for seven years to come,"

અર્થાત કે હિંદમાં સાત વરસ સુધી એક પણ ગોળી છોડવાની જરુર ઉભી થશે નહિ. (બોસ્વર્થ સ્મીથ એમ. એ કૃત લોર્ડ લોરેન્સની લાઇફ પુસ્તક ૧ પાનું ૨૪૦.–૨૪૫) પરંતુ લોર્ડ હાર્ડીજની આ આશા ફળીભુત ન થઇ! તેના ગયાં પછી લોર્ડ ડેલ હાઉસીએ પોતાની સ્વાહા! કરવાની નીતી ધારણ કરી અને કેટલાંએ દેશી રાજ્યો હતાં ન હતાં કરી દીધા! તો પછી પંજાબ તો આ નીતીમાંથી મુક્ત કેમ રહી શકે?



## પ્રકરણ ૬ ઠું.

### મુલતાનમાં બળવો અને અંગ્રેજોની બેદરકારી.

સર હેનરી લોરેન્સના સમયમાં ગમે તેટલી ખરાબી થઇ કેમ નહીં હોય તોપણ ત્યાં પુનઃ શાંતી સ્થપાઇ રહી હતી. લોરેન્સ સાહેબે પોતાની બુદ્ધી શકતી અને ચાતુર્યતાથી દીર્ધદ્રષ્ટિ વાપરી કામ લેવાને પરીણામે પંજાબ વાસીઓ અને તેમાં પણ ખાસ કરીને ખાલસા સેનાને વિફરવા નહોતી દીધી. છઠી એપ્રીલ ૧૮૪૮માં સેર ફ્રેડરીક કેરીએ ગવરનર જનરલને લખ્યું હતું કે "લાહોરના રાજ્યને તાબેના બધા પ્રદેશોમાં શાંતીનું સામ્રાજ્ય ફેલાયલું છે" આ પહેલાં ગવરનર જનરલ લોર્ડ ડલહાઉસીએ ઇંગ્લંડની કોર્ટ ઓફ ડાયરેકટર્સને લખ્યું હતું કે "પંજાબ સંબંધી બધા કાગળો તરતજ મોકલવામાં આવે છે ત્યાં કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ નથી." આ પ્રમાણે ત્યાં જ્યારે શાંતી હતી ત્યારે કલકત્તામાં મે માસમાં એવા સમાચાર પહોંચ્યા કે મુલતાનમાં ફીતુરનો અગ્ની ભભુકી રહયો છે. આ સમાચારથી લોર્ડ ડલહાસીની ચકોર દ્રષ્ટી પંજાબ ઉપર પડી. મુલતાન લાહોર રાજ્યને આધીન ખંડીઉ રાજ્ય હતું. મુળરાજ આ વખતે મુલતાનનો દીવાન હતો. અગાઉ આ જણાવવું દ્રષ્ટી બહાર રહી ગયું હતું કે દીવાન જવાહરીસીંહના સમયમાં એટલે સંવત ૧૯૦૨ સને ૧૮૪૫માં ખાલસા સેનાએ મુળરાજ ઉપર ચઢાઇ કરી હતી તેનું કારણ એ હતું કે મુળરાજ લાહોર દરબારને જે ખંડણી વારસીક આપતો હતો તે આપતો નહોતો અને લાહોરથી સ્વતંત્ર રાજ્ય તરીકે પોતાના રાજ્યને ઓળખાવતો હતો. દીવાનપદ સ્વીકારતાં તેણે લાહોર દરબારને નજરાણું આપવાનો પણ

અસ્વીકાર કર્યો. મુળરાજે ખાલસાસેનાને તૈયાર જોઇને ૧૮ લાખ રૂપીઆ તથા પોતાના રાજ્યનો કંઇક ભાગ લાહોર દરબારને આપવા સ્વીકાર્યું હતું તેથી કરીને લડાઇનું વાદળ જોકે વીખરાઇ ગયું. મુળરાજ આ સમયે દાવપેચ રમી ગયો પરંતુ લડાઇની સમાપ્તી પછી તો મુળરાજે નજરાણું પણ ન મોકલ્યું અને વારસીક ખંડણી પણ ન ભરી. આ વખતે શીખ રાજ્યના મંત્રી પદ ઉપર લાલસીંહ હતો તેણે મુળરાજની આ નાફર-માની બદલ સજા કરવાના હેતુથી કેટલુક સૈન્ય મુલતાન ઉપર ચઢાઇ અર્થે મોકલ્યું. ઝંગની પાસે મુળરાજની સેનાથી લાહોરની સેના પરા-જીત થઇ. આ સમયે સર હેનરી લોરેન્સ રેસીડંટના પદ ઉપર હતો. તેણે બંને વચ્ચેના ઝઘડાનું નીવારણ કર્યું અને એવી વ્યવસ્થા કરી કે મુળરાજે પોતાની સમસ્ત સંપત્તિનાં ત્રીજા ભાગમાંથી એક ભાગ લાહોરને આપવો અને ઝંગ છોડી દેવું. ઉપરાંત દીવાનપદ ધારણ કર્યું તે સમયે નજરાણું આપવાનું બાકી રહ્યું હતું તે તેમજ વારસીક ખંડણીનો કર જે બાકી છે તેના દંડ તરીકે વીસ લાખ રૂપીઆ મુળ-રાજે આપવા અને સમસ્ત પ્રદેશ દીવાન મુળરાજને આધીન રહી તેના ઉપર સંપૂર્ણ સત્તા દીવાન મુળરાજની રહી શકે એમ ઠરાવ્યું. આ નવી ગોઠવણથી અત્યાર સુધી મુળરાજને વરસે સાલીઆણા બદલ જે પંદર લાખ સુડતાલીસ હજારને એકસો ત્યાસી રૂપીઆ વારસીક આપવા પડતા હતા તેમાં હવે વધારો થઇને ૧૯ લાખ ૬૮ હજાર થઇ ગયા. આ ગોઠવણ જે સમયે થઇ તે સમયે મુળરાજ બહુજ હર્ષ પામ્યો પરંતુ પાછળથી મુળરાજ સાલીઆણાના રૂપીઆ આપી ન શક્યો અને ૧૮૪૭ ઈ. ના નવેંબર માસમાં તેણે લાહોર આવી દીવાનપદ છોડી દેવાનો પત્ર બે કારણને લઇને રજુ કર્યો. આ બે કારણોમાં પહેલું કારણ એ હતું કે કર વધારવાથી આમદ વસુલ કરવામાં

મુરકેલી ૨૫ થઇ પડયું છે બીજું કારણ મુલતાન વાસીઓની દીવાની અને ફોજદારી કામોની અપીલ લાહોર દરબારમાં થતી હોવાથી પોતાનો મોભ્ભો અને પ્રતીષ્ઠામાં મુલતાનમાં ઘણોજ ઘટાડો થઇ ગયો છે એમ જણાવ્યું. વળી આજ પત્રમાં તેણે બીજી બે પ્રાર્થનાઓ પણ કરી હતી તે એકે દીવાનપદ છોડી દેવા પછી પોતાને જીવન નીર્વાહ અર્થે એક બીજી જાગીર આપવી. તેમ દીવાન પદના ત્યાગની હકીકત દરબારથી છુપી રાખવી. મુળરાજે લાહોર આવીને જે સમયે ઉક્ત પ્રકારની વીનતી કરી તે સમયે સર હેનરી લોરેન્સ પોતાનો ઓધ્ધો છોડી ગયો હતો. અને નવો રેસીડંટ સર ફ્રેડરીક કેરી આવે ત્યાં સુધીને માટે સર લોરેન્સનો નાનો ભાઇ જોન લોરેન્સ રેસી-ડંટનું કામ કરતો હતો. તેણે તેને દીવાનપદ નહી છોડવા ઘણુંએ સમ-જાવ્યું પરંતુ મુળરાજને તેની અસર ન થઇ. તેને તેનાજ વિચારમાં દ્રઢ જોઇ જોન લોરેન્સે દીવાન પદનો ત્યાગ કરવાના સંબંધમાં ચોખ્ખો જવાબ તો ન આપ્યો, પરંતુ એટલું તો આશ્વાસન આપ્યું કે જ્યારે રાજ્યના વિશ્વાસુ અમલદારો કામ છોડી દેવા તત્પર થાય તો તે ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે તેઓ કાંઇક અંશે નીરાશ થએલા હોવા જોઇએ, પરંતુ તેમ થવું ન જોઇએ. મુલતાન જઇને મુળરાજે દીવાન પદ છોડી દીધું. નવા રેસીડંટને લાહોર આવી પહોંચવામાં ઢીલ થયાથી જોન લોરેન્સે પુનઃ એકવાર મુળરાજને લખ્યું કે જો તમો તમારૂં પદ છોડવા ઇચ્છા ન રાખતા હો તો તેની ગોઠ-વણ પણ થઇ શકે છે. મુળરાજે જવાબમાં જણાવી દીધું કે એ પદ ત્યાગ કરવાના સંબંધમાં મારા વીચારો જેના તેજ છે. નવમી માર્ચે સર ફ્રેડરીક કેરી લાહોર આવી પહોંચતાં તેણે મુળરાજને લખ્યું કે 'જો તમો

તમારા પદ માટે પુનઃ આતુર હો તો તે બાબત ઉપર લક્ષ અપાશે" પરંતુ મુળરાજે તો પ્રત્યુત્તરમાં જણાવી દીધું કે "મારા વીચાર જેમના તેમ દ્રઢજ છે." મુળરાજના આ મુજબના દ્રઢતા ભર્યાં પ્રત્યુત્તરપરથી રેસીડંટે તેને પદચ્યુત થયા પછી કોઇપણ પ્રકારનું પારીતોષીક અથવા તો વેતન મળી શકશે નહીં એમ જણાવીને પાછલા દશ વરસના હીસાબની માંગણી કરી. આથી મુળરાજે રેસીડંટને પ્રત્યુત્તર આપી જણાવ્યું કે 'કોઇને કોઇ પ્રકારે હું મ્હારા પીતાના વખતના દરસ્તાવેજો એકઠા કરીશ. કેમકે બધા કાગળોને ઉધઇ લાગી ગઇ છે અને જે કાંઇ બાકી છે તેથી કાંઇ તમારી ધારણા ફળીભુત થઇ શકવાની નથી.' વધૂમાં એમ પણ જણાવ્યું કે "બધી રીતે હું તમારે આધીન છું."

સર ફ્રેડરીક કેરીએ તુરતજ સરદાર કાન્હસીંહને મુલતાનના દીવાન તરીકે મોકલી તેની સાથે બાંસ અગન્યું તથા લેફટેનંટ એન્ડરસન સાહેબની સરદારી હેઠળ થોડીક સેના અને ૭ તોપ પણ મોકલી આપી. નવા દીવાનનો મુળરાજે સહર્ષ સત્કાર કર્યો. બીજે દીવસે સાંજે હીસાબના કાગળપત્રો સંબંધી અંગ્રેજ અમલદારો સાથે મુળરાજને કાંઇક મતભેદ ઉઠયો. પરંતુ છેલ્લે બધી વાતોનું સમાધાન થઇ ગયું. ત્રીજે દીવસે પ્રભાતમાં મૂળરાજે કાન્હસીંહ તથા અંગ્રેજ અમલદારોને મુલતાનના કીલ્લાના પ્રત્યેક સ્થાનો બતાવી તેની કુંચીઓ નવા દીવાનને સંપુરદ કરી દીધી અને કીલ્લાના રક્ષણાર્થે બે ગુરખા પાયદલ પલટણ આપવામાં આવી. અને મુલતાનના કીલ્લાના બારણા આગળ નવા દીવાન તથા અંગ્રેજોના આવેલા માણસોની તેહેનાત કરવામાં આવતી રહી કીલ્લામાં મુળરાજના જે માણસો હતા તેઓ પણ પોતાના પ્રાણ કયે પ્રકારે બચાવવા તેની ચીંતામાં હતા, પરંતુ પાછળથી તેમની તે ચીંતાં પણ દુર થયાથી તેઓ સંતુષ્ટ થયા. આ પ્રમાણે કોઇ પ્રકારના

વિઘ્ન કે મુશ્કેલી વીના નવા દીવાનને મુલતાનનો કીલ્લો સપુરદ થયો.

સરદાર કાન્હસીંહ તથા તેના બે અંગ્રેજ સરદારો કીલ્લામાંથી પોતાના મુકામે જવાને બહાર નીકળ્યા. મુળરાજ પણ સીરસ્ટાચાર અનુસાર આ સમયે તેમની સાથેજ હતો, દરમ્યાન કીલ્લાના દરવાજાની બહાર નીકળતાંજ કોઇ સીપાહે અગન્યું સાહેબને બરછી અને તલવાર વડે જખમી કર્યો અને આગળ થોડે દૂર એન્ડરસન સાહેબની પણ એવીજ દશા થઇ!

અંગ્રેજો ઉપર હુમલો કરનાર સખસ તો ન્હાસી છુટયો. સરદાર કાન્હસીંહ અને મુળરાજનો સાળો રંગરામ ઘાયલ થએલા અંગ્રેજોને ગુરખાઓની મદદથી તેમના મુકામ ઉપર લઇ આવ્યો. આથી મુલતાનમાં ફીતુરનો અગ્ની પ્રજવલીત થયો. પહેલાં તો મુળરાજ આ ફીતુરમાં સામેલ ન થયો. તેના સાળા રંગરામે અંગ્રેજોને મળવાની તેને સલાહ આપી. આવી સલાહથી ખીજવાઇ કોઇએ રંગરામને પણ સખત જખમી કર્યો. મુળરાજને કોઇ પણ માર્ગ માલમ ન પડયો અને તેથી તે ફીતુરીઓનો સાહયક થયો. મુલતાનની ચારે બાજુ ફીતુરરૂપી અગ્નીએ પ્રચંડ રૂપ ધારણ કર્યું. બીજે દીવસે પ્રભાતમાં અંગ્રેજ સૈનીકો ઉપર ગોળાઓનો વરસાદ વરસવો શરુ થયો. સરદાર કાન્હસીંહ અને તેના પુત્ર એ બંન્નેને બળવાખોરોએ કેદ કરી લીધા અને સાંજ સુધીમાં તો અંગ્રેજ હસ્તકની બધી શીખ સેના પણ મુળરાજને જઇને મળી. અંગ્રેજો પાસે માત્ર ૩૦ સીપાહો રહ્યા. પ્રથમ ઘાયલ થએલા અગ્ન્યુ અને એન્ડરસને ઘણુજ ભારે પ્રયત્નથી બન્નુમાં રહેતા મેજર એડવાર્ડીસ સાહેબને એક ચીઠી મોકલી મદદ મોકલવા લખ્યું. ચીઠી મળતાંજ એડવાર્ડી સાહેબ બે તોપો, ૨૦ તોપચીઓ અને ૩૫૦ ઘોડેસ્વાર, અને ૧૨૦૦ સીપાહોના પાયદળ લશ્કર સહ મુલતાનના ફીતુ-

રીઓને મારી હઠાવવા માટે ચાલી તો નીકળ્યો પરતુ અગ્ન્યુ અને એન્ડરસન સાહેબને એડવારડીસ સાહેબના નીકળી પડવાની ખબર પણ ન મળી કેમકે તેઓ તો એનાથી પહેલાંજ ફીતુરીઓને હાથે પરાજીત થઇ માર્યા ગયા હતા.

અગ્ન્યુ અને એન્ડરસન સાહેબનો સંદેશો મળતાંજ એડવાર્ડી સાહેબે લાહોરમાં રેસીડંટને પોતે મુલતાન તરફ કુચ કર્યાના સમાચાર મોકલ્યા અને સીંધના કીનારા ઉપર છાવણી નાંખી દઇ ત્યાંથી તેણે ફીતુરીઓનો પુરો પત્તો મેળવી રેસીડંટની મદદ મોકલવા જણાવ્યું પરંતુ રેસીડંટે તે વાત પ્રતી દૂર્લક્ષ દાખવ્યું. એડવારડીસ સાહેબે રેસીડંટને એ પણ જણાવ્યું હતું કે ફીતુરીઓ ભેગી પહાડી જાતી જો મળી જશે તો ફીતુર ભયંકર રૂપ ધારણ કરશે.

લાહોરમાં આ ફીતુરની હકીકત પહોંચી ત્યારે પ્રતીનીધી સભાના તમામ શીખ સરદારો તરફથી એકમતી રેસીડંટને વિનતી કરવામાં આવી કે મુલતાનના ફીતુરને ડબાવી દેવા અર્થે શીખોને મોકલવા નહીં, કારણકે જો શીખ સેના પહેલી લડાઇની હાર તેમજ પંજાબની પરીસ્થીતીને કારણે અંગ્રેજો પ્રતી ચીડવાઇ રહેલી છે એટલે તેમના ત્યાં જવાથી તેઓ ફીતુરીઓ સાથ મળી જવાનો સંભવ રહે છે. જેથી બ્રીટીશ સૈન્ય મોકલીને ફીતુંર શાંત કરવું, પરંતુ રેસીડંટે તો ન તો શિખ સરદારના આ કથન ઉપર ધ્યાન આપ્યું કે ન તો પહેલેના કોલકરાર અનુસાર મુલતાનના ફીતુરને દાબી દેવા માટે બ્રીટીશ સેના મોકલી. મુલતાનમાં અંગ્રેજોના પોતાના બે જાતિ બંધુઓ માર્યા ગયા છતાં પણ રેસીડંટનું લોહી મુલતાનના બળવાખોરોને દાબી દેવા માટે ઉકળી ન ઉઠ્યું। તેને પોતાના જાતિ ભાઇઓના થયેલા ખુનનો બદલો લેવાના હેતુંએ પણ મુલતાનના ફીતુરીઓને સજા કરી ફીતુર દાબી દેવા માટે બ્રીટીશ સેના

મોકલવાનું વાજબીપણું સમજાયું નહિં. હજારો વખત સમજાવવા છતાં પણ કાંઇ રાજનૈતિક કારણોને લઇને તેની સમજમાં મુલતાનના શીતુરને દબાવી દેવા માટે બ્રીટીશ સેના મોકલવાનું ઉચિત લાગ્યું નહિ ત્યાં તેણે શિખ સેનાને મોકલવા હુકમ કર્યો. શીખ સરદારોએ જોયું કે રેસીડંટ જો બ્રીટીશ સેના મોકલવાને તૈયાર નહીં હોય તો જાતે પોતાની સેના લઇને મુલતાન જવા તત્પર થવું. સને ૧૮૪૮ના એપ્રેલ માસની ૨૬મી તારીખથી તે ઓગસ્ટ માસની ૧૮મી તારીખ પહેલાં કોઇપણ બ્રીટીશ સેના મુલતાન મોકલવામાં ન આવી. અને મુલતાનમાં શીતુરીઓનું જોર એથી વૃદ્ધી પામતું રહ્યું.

રેસીડંટ તો શું ? પણ ખુદ લોર્ડ ડેલહાઉસી તેમજ મુખ્ય સેનાપતિ લોર્ડ ગફ પણ આ તકે મુલતાન ઉપર સેના મોકલવાને માટે તૈયાર નહોતા; લોર્ડ ગફે જણાવ્યું કે "આ સમયે મુલતાનમાં એકાદી ટુકડી મોકલવી પણ યોગ્ય થઇ પડશે નાહ." પાનખર રૂતુમાં લોર્ડ ગફે મુલતાનનો બળવો દબાવી દેવાની દૃઢ પ્રતિજ્ઞા કરેલી હતી. મુલતાન્ બળવાનો આરંભ ચોમાસામાં થયો હતો. લોર્ડ ડેલહાઉસીએ જણાવ્યું કે એમાં તો કાંઇ પણ સંદેહ નથી. કે બ્રીટીશ સેનાને નહી મોકલવાથી બળવો દબાવાનો નથી. અને તેથી તે સમસ્ત પંજાબમાં ફેલાવાનો સંભવ પણ છે ખરો, છતાં પણ અમે પંજાબનાં રક્ષણાર્થે સેના મોકલી નથી શકતા કેમકે વર્ષારૂતુમાં સેનાનું સ્વાસ્થ્ય વધારે બગડી જવાનો સંભવ છે. લોર્ડ ડેલહાઉસીની આ માન્યતાના સંબંધમાં તેમના જાતભાઇ મેજર . ઇવાન્સબેલે કહયું હતું કે "ગવરનર જનરલ અને પ્રધાન સેનાપતિ ગફે જાણવું જોઇતું હતું કે ગરમી અને વરસાદમાં એક બ્રિગેડ સેના નહીં મોકલવાથી જે નુકશાન થાત તેથી અધિક વધારે નુકશાન તો સમસ્ત પ્રંજાબમાં શીતુર અને દંગો

ફેલાવાથી અંગ્રેજ અને દેસી સેનાઓ તેમજ પંજાબી પ્રજાનીજ થાત" સર હેનરી લોરેન્સે લખ્યું છે કે 'ઠંડી રૂતુમાં ખુદ લોર્ડ ડેલહાઉસી શિકાર કરવાને માટે જવાનું કહેતા હતા તેથી સેના મોકલવામાં ઢીલ થઇ રહી હતી." વળી આગળ ચાલતાં તે લખે છે કે "જો અમે ભારત વર્ષની દરેક રૂતુ સહન નહી કરી શકીએ તો પછી અહીયાં કદાપિ પણ અમે રહી શકીએ નહી" એજ વાતની પુર્તી બીજા પણ કેટલાક ઉદાર અને સરળ હૃદયના અંગ્રેજોએ કરી હતી મુલતાનમાં અંગ્રેજ સેના મોકલવામાં જે વિલંબ કરવામાં આવ્યો તેમાં મેજર ઈવાન્સ બેલ સાહેબ જેવા અંગ્રેજોને ગંભીર રાજ નૈતિક કારણ દ્રષ્ટીગોચર થયું હતું. તેણે સ્પષ્ટ લખ્યું છે કે "જો સેના મોકલવામાં અંતઃકરણથી ઢીલ કરવામાં આવી હતી તો હું એને અદુરદર્શી અને ભ્રમાત્મક કહીશ અને જો એજ કારણથી સેના મોકલવામાં ઢીલ થઇ હોય તો તમામ પંજાબમાં અરાજકતા ફેલાઇ જવાથી બ્રિટીશ ગવરમેંટ રણજીતસીંહનું રાજ્ય જપ્ત કરી લેને તો એ વર્તણુંકને હું ધિક્કારવા યોગ્ય અને કલકીતજ કહીશ'

જે વખતે મોટા મોટા અંગ્રેજ અમલદારોના મગજ પણ મુલતાનના બળવાને દબાવી દેવા અર્થે સેના મોકલવા માથું ખાઇ રહયા હતા અને શિર પટકતા હતા તે સમયે મેજર એડવાર્ડીસ દેરાગાજીખાનમાં રહેલા જનરલ કોર્ટલેન્ડની સેનાની મદદથી મુલતાનના બળવાખોરોને કબજામાં લઇ રીતુર સમાવી દેવા તૈયાર થયો.

સને ૧૮૪૮ના મે માસમાં સેનાપતી કોર્ટલેન્દની સેનામાંની સુબાનખાનનું સૈન્ય જે તોપ સાથે મોજુદ હતુ તે પણ મેજર એડવાર્ડીસ સાહેબના સૈન્ય ભેગું સામેલ થઇ ગયું અને સને ૧૮૪૮ની તા. ૧૧મી મેના દીવસે વીના લડાઇએ મનગ્રોટાનો કીલ્લો મેજર એડવા-

રડીસે હાથ કર્યો પરંતુ પાછળથી કોર્ટલેન્ડ વળી રેસીડંટની આજ્ઞાથી એડવાર્ડીસને પણ પડતો મુકીને ડેરાગાજીખાન તરફ પાછા ફરવું પડ્યું તે પછી એડવાર્ડીસ સાહેબે કમમાંકમ ૫૦૦ શીતુરીઓને શીકસ્ત આપીને તેમના ઘણાએક હથીઆરો છીનવી લીધાં, અને તે પછી ૧૬ મી તારીખે એડવાર્ડીસ સાહેબે પોતાના મદદગાર ભાવલપુરના નવાબને મદદ કરવાં વીનતી કરી પરંતુ વચમાં તેને માલમ પડ્યું કે કેટલાક શીતુરીઓ પીરાંનાલા સુધી પહોંચી ગયા છે ! તુરતજ એડવાર્ડીસ સાહેબ ૩૨ માઈલ સુધી ચાલીને કોર્ટલેન્ડને મદદ કરવા માટે જઇ પહોંચ્યો, પરંતુ બળવાખોરોએ તો તેના ઉપર હલ્લો ન કર્યો. આ પહેલાં કેટલાએક અંગ્રેજોના મીત્ર ખોસ લોકોના સરદાર ફૈઝાખાને ડેરાગાજીખાનમાં બંડખોરો ઉપર હલ્લો લઇ જઇને ફતેહ મેળવી લઇ મુળરાજના સીંધુ નદીના કાંઠા ઉપરના બળવાખોરોના કેટલાક ગામો હાથ કર્યા. ફૈઝાખાને ઘણા દીવસ સુધી એડવારડીસને મદદ કરતા રહી વીરતાપૂર્વક ભારે બહાદુરી બતાવી. એડવારડીસ આ વખતે નવાબે મોકલેલી બાર હજાર સૈનીકોની મદદની સાહાથી બળવાખોરોને ડાબી દેવાના હેતુથી આગળ વધ્યો. અંગ્રેજોને નવાબ મદદગાર થઇ પડેલો નીહાળી કેટલાક જમીનદારો પણ અંગ્રેજ લસકરને મદદ કરવા લાગ્યા. એ પછી કનેરીના ઘાટ ઉપર એક મોટું યુદ્ધ થયું. તેમાં એડવારડીસ સાહેબ ભાવલપુરની સેનાથી અપ્રસન્ન થયો. તેણે કોર્ટલેંડ સાહેબને પત્ર લખી નવી સેના મગાવી. આ સમયે મુળરાજની સેનાના સેનાનાયક રંગરામે કરેલા ભારે જબરદસ્ત હુમલાઓ લઇને લડાઇના મેદાનમાંથી એડવારડીસ સાહેબના ટોળીઆ ઉખડી ગયા હતા, એવા વખતે કોર્ટલેન્ડ તરફથી મદદમાં મોકલવામાં આવેલી બે પલટણો ૭ તોપ સહીત આવી પહોંચી, આથી ડરના માર્યા શીતુરીઓને પોતાની ગાંઠ

તોપો જ્યાંની ત્યાંજ પડતી મુકીને ન્હાસભાગમાં પડવું પડયું. કનેરીની લડાઇમાં મુળરાજને સીકસ્ત મળવાથી સીંધ અને ચેનાવની મધ્યેનો બધો પ્રદેશ ગુમાવી બેસવું પડયું. આ વખતે બાવલપુરના નવાબે ૫૦ હજાર રૂપીઆ કરજે આપીને એડવારડીસને ઉત્સાહી બનાવ્યો અને લાહોર દરબારની ચાર હજારની સેના લઇ ઇમામઉદીન એડવારડીસની સેનાને જઇ મળ્યો.જેને લઇને એડવારડીસના સૈન્યમાં વધારો થઈ તે આઠ હજારનું બન્યું. તેની પાસે બાવીસ તોપ હતી, આ સેના જે વખતે આગળ કુચ કરી રહી હતી, તે વખતે મુળરાજે દસ તોપો અને ૧૧ હજારની સેના સાથે મુલતાનથી આઠ માઇલ દુર એડવારડીસ સાહેબ ઉપર એક જબરદસ્ત હલ્લો કર્યો. મુળરાજની સેનાએ આ લડાઇમાં અવર્ણનીય વીરતા બતાવીને અંગ્રેજ સેનાના લડાઇના મેદાનમાંથી ટાંટીઆ ઉખેડી નાખ્યા હતાં, એટલામાં વળી અકસ્માત મુળરાજનું નસીબ ઉલટી ગયું! દુર્ભાગ્યવશાત! મુળરાજ જે હાથી ઉપર સ્વાર થયો હતો તે હાથીના માવત ઉપર તોપનો એક ગોળો આવી પડયો. આથી મુળરાજને હાથી ઉપરથી હેઠળ ઉતરી પડવાની ફરજ થઇ પડી. આમ થતાં મુળરાજનું સૈન્ય મુળરાજ મરાયો સમજીને ન્હાસ ભાગમાં પડયું. આ લડાઇ તા. ૧ લી જુલાઇએ થઇ. ભાવલપુરના સૈન્યે આ યુદ્ધમાં બહુજ ભારે પરાક્રમ કરી બતાવ્યું. લડાઇના મેદાનમાં ૨૮૧ જણાને પડતા મુકીને મુળરાજ ઘોડેસ્વાર થઇને મુલતાનના કીલ્લામાં ન્હાસી છૂટયો.

ખરૂં કહીએ તો મુળરાજનો વિજય હોવા છતાં તેને પરાજીત થવું પડયું તેજ પ્રમાણે એડવારડીસ સાહેબની ફતેહ થઇ છતાંએ તેને પણ નિરાશ થવું પડયું હતુંજ કેમકે એ વખતે મુલતાનના કીલ્લા ઉપર જો સત્વર હલ્લો કરવામાં આવ્યો હોત તો મુળરાજ પરાજીત થવા પામ્યો હોત! પરંતુ મુલતાનના કીલ્લા ઉપર હુમલો લઇ જવો એ કાંઇ નાની

ની વાત જેવું ન હોતું. ખુદ પંજાબ કેસરી રણજીતસીંહને પણ
લતાનના કીલ્લાને સર કરતાં ભારે ભોગો આપવા પડયાં હતાં. અને
ફતેહ મોંઘી પડી ગઇ હતી. કીલ્લા ઉપર હુમલો કરવાને માટે ભારે
પો તથા સુદક્ષકુશળ સૈનીક એન્જીનીઅરોની આવશ્યકતા જરૂરી હતી.
જાબાદની છાવણીમાંથી બાવીસમી જુનના રોજે એડવારડીસે આ
ખું પુરૂં પાડવા રેસીડંટને જણાવ્યુ. પરંતુ તે મંજુર નથયું
ા હડતું પરીણામ એ આવ્યું કે મુળરાજને મુલતાનનો કીલ્લો મજ-
ત કરવાને માટે ખાસી મજાહથી સાનુકુળ સમય પ્રાપ્ત થયો. શીખો
ગ્રેજો પ્રતી અગાઉથીજ ખીજવાઇ તો ગએલાજ હતા, દરમ્યાન
લતાનના ફીતુરે તેમને વધારે ઉશ્કેરીને ઉત્તેજીત કર્યા, મુલતાનના આ
ળવાને તત્કાળમાં ડામી દઇ નહીં શકાયાથી " વાહ ગુરૂજીકા ખાલસા,
ને વાહ ગુરૂજીની ફતેહ"ની ગગનભેદી ગર્જના કરતા રહેલા શીખવીરો
તાની સ્વાભાવીક યુંદ્ધની આકાંક્ષા બુઝાવવાને માટે મુળરાજના ઝૂંડા
ઠળ એકત્ર થવા લાગ્યા. જે કામ એક કલાકમાં થઇ શકતું તે કામ
છળ રેસીડંટ સર ફ્રેડરીકકેરીની ખોટી હઠ અને ઉપેક્ષાથી મહીનાઓ
તીત થઇ ગયો. જેને લઇને અનેક સંભાવીત શીખો વીચારવા લાગ્યા
મુલતાનનો બળવો નહીં દબાવી દેવામાં કાંઇ દાળમાં તો કાળું નથી?
મકે જે અગ્રેજ જાતી કીંચીત માત્ર અપમાનનો બદલો લેવા માટે
શ્મન પાસેથી વીશેષ રૂપીઆ ભરાવવાને ઉત્તેજીત થઇ જાય છે. અને
દૈવ તેમની વીરતાની ઝંખના અપમાનનો બદલો લેવા ખડી થઇ જાય
। તેજ અંગ્રેજ જાતીના બે અંગ્રેજ વીરો મુલતાનમાં માર્યા ગયા
ટલુંજ નહીં પણ આટલો બધો બખેડો થઇ ગયો છતાં પણ રેસી-
ટથી તે ઠેઠ ગવરનર જનરલ સુધીના ચુપ રહી શાંતી કેમ ગ્રહણ કરી
ા છે?! શીખોમાં આ સંદેહને પણ વેગ મળવાનું એક વીશેષ કારણ એ

પણ હતું કે મુલતાન રાજ્ય લાહોર દરબારને આધીન એક ખંડીઉં રાજ્ય હતું. એ વખતે લાહોરમાં રેસીડંટજ દરેક કાર્યમાં કરતા કરતા હતા તોપણ તેણે મુલતાનના ફીતુરને ડાબી દેવાની દરકાર કરી નહીં. રાજનીતીના આ મર્મ ભર્યા પ્રસંગનો ઉકેલ ઉકેલવો મુશ્કેલ છે. લોર્ડ હારડીંજે ૧૮૪૭ના એપ્રીલ માસમાં સર ફ્રેડરીકકેરીને લખી જણાવ્યું હતું કે ઇંગ્લાંડમાં જે પ્રકારનું આંદોલન થઇ રહ્યું છે તે ઉપરથી તો એમ ચોક્કસ અનુમાન થાય છે કે છેલ્લે પંજાબને જપ્ત કરવામાં આવશે. જ્યાં પહેલેથીજ આવી ધારણા હોય ત્યાં પછી મુલતાનના બળવાને ડબાવવાના ઉપાયો ન લેવા માટે રેસીડંટ કે લોર્ડ ડેલહાઉસીને દોષપાત્ર ગણવા એ તો ગેરડહાપણ ભર્યું અને મુર્ખતા ભર્યુંજ ગણાય. ખરી હકીકત તો એ છે કે 'મહાભારતના આદિ પર્વમાં લખાડવામાં આવેલી કણિક નીતીનો આ ટાંકણે અમલ થઇ રહ્યો હતો. અર્થાત કે "શત્રુ બળવાન બની પોતાના માથા ઉપરજ સ્વાર થઇ જાય તો તેને તેજ પ્રમાણે શીર ઉપર રાખીને નચાવવો જોઇએ, પરંતુ તક મળતાં માથા પરથી માટીનો ઘડો જે પ્રમાણે પત્થર સાથે પટકાતાં ફુટી જાય છે તેજ રીતી અનુસાર આ દુશ્મનને પણ એકદમ હેઠળ ધુળમાં મેળવી દેવો જોઇએ.

## પ્રકરણ ૭મું.

### રાણી જીન્દાની દુરદશા.

વાંચકો ! વાકેફ તો થયેલા છેજ કે પંજાબ કેસરી મહારાજ રણજીતસીંહની રાણી મહારાણી જીન્દાને લાહોરથી શેખુપુરા મધ્યે નજર

કેદ કરવામાં આવી હતી. તેથી સર હેનરી લોરેન્સને તો સંતોષજ હતો. પણ મહારાણીના લલાટમાંજ કાંઇ પણ સુખ નીર્માણ થએલું નહોતું એટલે સર હેનરી લોરેન્સ અને લોર્ડ હારડીંજના હીંદમાંથી વિદાય થયા પછી મહારાણીને શીર દુઃખોની સીમા ન રહી. સર ફ્રેડરીક કેરી એવી હકીકતથી જ્ઞાત થયો. કે રાજા લાલસીંહના એક ઓર્ડરલી સાહેબસીંહે મહારાણીની ખાનગી રીતે મુલાકાત લીધી છે. આથી તેણે ભાવીમાં આવું વર્તન નહીં કરવા મહારાણી જીન્દને ચેતવણી આપી. તે સાથે વળી સાહેબસીંહને પણ ચેતવણી આપી દેવામાં આવી કે જો તે ભાવીમાં શેખૂપુરાના કીલ્લા તરફ જણાશે તો સખત નસીઅત કરવામાં આવશે. આ ઘટના થયા પછી મહારાણીએ કીલ્લાની રક્ષા કરવા વાળા માણસોને ૬૦–૬૦ રૂપીઆની એક એક કંઠી બક્ષીસ આપી રેસીડંટ આ હકીકતથી જ્ઞાત થતાજ તેને ઘણુંજ ભારે દુઃખ થયું. તેણે મહારાણીએ આપેલી બક્ષીસ કંઠી—લુંટાવી દઇ રક્ષાર્થે રહેલ સીપાહોને દૂર કરી તેને સ્થાને બીજા નવાઓને નીમત કર્યા, આટલું કાર્ય કરીનેજ રેસીડંટ બેસી ન રહ્યો, પરંતુ તેણે વળી મહારાણી તરફની કોઇ પણ પ્રકારની ભેટ લેનારની પણ સખત ખબર લેવામાં આવશે. એમ પણ સાથે જણાવી દીધું. કીલ્લાની રક્ષાર્થે જે નવા માણસો નીયત કરવામાં આવ્યા તે મહારાણીના દુશ્મનો હતા. વચમાં રેસીડંટને એવી ખબર મળી કે મહારાણીનો મોકલેલો એક ફકીર મહારાજ ગુલાબસીંહ પાસે અને બીજો મહારાજ દલીપસીંહ પાસે ગયો છે, આ સંબંધમાં તપાસ તો કરવામાં આવી પણ કાંઇ પ્રમાણ જેમ ન મળ્યું તેમ પત્તો પણ બન્ને સ્થળોમાંથી એકે સ્થળેથી ન મળ્યો. પરીણામે મહારાણી પ્રત્યે પહેલાથી વધુ તકેદારીમાં રાખવામાં

આવી. વળી રેસીડંટે મહારાણીને પોતાના નોકરની કે કોઇની સાથે પણ વાતચીત નહીં કરવા તેમજ કોઇ પણ પ્રકારના કાગળ પત્રો પણ નહીં લખવા અને લખવામાં આવે તો તે શેખુપુરાના રક્ષકને બતાવ્યા સીવાય નહીં મોકલવાની વરદી આપી. મહારાણીની અવસ્થા આ સબબે દુઃખમય થઇ પડી. મહારાણી સાથના આવા વર્તનથી શીખો પણ દુઃખી થઇ રહ્યા હતા, તેવા સમયમાં મહારાણી સાથે રેસીડંટે આવું વર્તન લીધાથી વધુ ખરાબ થયું. સ્થીતી વધુ અસહ્ય પડી. મહારાણીએ પોતાના વકીલ જીવનસીંહને પોતાની સ્થીતીથી વાકેફગાર કરવા લોર્ડ ડેલહાઉસી સમક્ષ કલકતે મોકલ્યો. તેણે ૧૮૪૮ ના ફેબ્રુઆરી માસની બીજી તારીખે લોર્ડ ડેલહાઉસીની મુલાકાત લઇ જણાવ્યું કે "મહારાણીનો હું વકીલ નીમાયો છું. મહારાણી સાથે અન્યાય પૂર્વક જે કઠોર વર્તન ચલાવવામાં આવે છે, તેથી તે દુઃખી થઇ રહી છે. મહારાણીને ક્યા ગુન્હાઓના સબબે આવી કઠોર સજા કરવામાં આવી છે?! એ સંબંધમાં મહારાણી અત્યાર સુધીમાં કશું એ જાણતી નથી, મહારાણી અંગ્રેજોને હાલ શરણે છે. જેથી તેના સંબંધમાં નીષપક્ષપાત તપાસ થવી જરુરી હોઇ તપાસ થતાં સુધી તેણી પ્રત્યે રાજમાતા અને રાજરાણી સમાન વર્તાવ થવો જરુરી છે, વળી તેણીને તેના મીત્રો અને સલાહકારોને પણ મળવા દેવામાં અડચણ થવી ન જોઇએ. ખરી ઘટનાની તપાસ અવશ્ય થવી જરુરી છે," લોર્ડ ડેલહાઉસીની સરકારે આ બીચારા જીવનસીંહની અવસ્થા કેવી કરીતેણે કહ્યું કે "સરકાર જીવનસીંહને મહારાણીનો વકીલ માનતી નથી. તેણીની અંતરેચ્છા જે કાંઇ પણ જણાવવાની હોય તે રેસીડંટ મારફતે તેણી જણાવે." તા૦ ૧૮ મી ફેબ્રુઆરીએ જીવનસીંહને આ પ્રકારનોઉત્તર મળ્યો, જે ઉપરથી તેણે સરકારને પૂનઃ

વીનતી કરી કે "શેખુપુરામાં મહારાણીને કેદ કરવામાં આવેલી છે તે એક સાધારણ કેદીઓનું કેદખાનું છે, વળી રક્ષાર્થે ત્યાં જે સરદારોને નીમત કરવામાં આવેલા છે તેમના કાવતરાંને લઇનેજ મહારાણીએ પોતાની તેમજ પોતાના પુત્રની રક્ષાર્થે બ્રીટીશ સેનાની મદદ માંગી હતી. મહારાણી પોતાના મીત્ર અને હીતેચ્છુઓની પણ મુલાકાત નથી લઇ શકતી, તેમ તેણી પોતાના ધર્મગુરુ વટીકને પણ મળી શકતી નથી. વળી જે દાસીઓ મહારાણી પાસે છે તે પણ તેના શત્રુઓએ નીયત કરેલી છે. મહારાણી સાથે એટલે સુધીનો વર્તાવ થાય છે કે તેને તેની ઇચ્છાનુંસાર ખાવા પીવાના પદાર્થો પણ મળી શકતા નથી. મહારાણીના લાહોરમાંના ભાઇભાંડુઓમાં રેસીડંટના તાપથી એટલે સુધી ડર પેસી ગયો છે કે તેઓ મહારાણી સાથના કઠોર વર્તાવની વાત સરખી પણ કરવા હીંમત કરી શકતા નથી, અને તેમને પણ બીક રહે છે કે રખેને વાત કરીએ અને રેસીડંટની ખાનગીમાં આવી પડીએ તો વળી દુ:ખદ પરીણામ ભોગવવું પડે" જીવનસીંહે છેલ્લે એવી પ્રાર્થના કરી કે "મહારાણીની રક્ષાનો ભાર કોઇ બ્રીટીશ અમલદારને સોંપવામાં આવે."

ગવરનર જનરલે જીવનસીંહની વાત પ્રતી ધ્યાન ન આપ્યું. એટલુંજ નહીં પણ જીવનસીંહે સુચવ્યા મુંજબ જેમ તપાસ પણ ન કરી તેમ મહારાણીની રક્ષાર્થે કોઇ અંગ્રેજ અમલદારને નીમત પણ ન કર્યો લોર્ડ ડેલહાઉસીએ આ રીત અખત્યાર કરી, તેનું શું કારણ?! લોર્ડ ડેલહાઉસીની નીતી કાંઇ ખુબી નહોતી, તેણે કુટીલ નીતીને આધીન થઇને મહારાણીની બધી વાતોને હસીઠ્ઠાદીને કહ્યું કે "મહારાણી જીન્દાએ પોતાને મહારાજ રણજીતસીંહની વીધવા અને વર્તમાન મહારાજની

માતા કહીને મ્હને અરજ કરી છે તે માટે તે મ્હારી પાસે કાંઇ પણું વાતની આશા રાખી ન શકે." લોર્ડ ડલહાઉસીનો આ જવાબ ખરેખર યોગ્યજ હતો કેમકે રાણી જીન્દાએ રણજીતસીંહની વીધવા અને મહારાજા દલીપસીંહની માતા કહેવડાવવામાં ખરેજ એવું મોટું પાપ કર્યું હતું, કે તેનું પ્રાયશ્ચિત કરવું મુસ્કેલ હતું. અરે! કમનસીબ દુરભાગ્ય! હજુ પણુ ખબર નથી કે તું કેવા કેવા અને કેટકેટલાં પ્રકારનાં નાચ નચાવશે?! પંજાબ કેસરીની કમનસીબ વીધવા! ત્હારા લલાટમાં શું લખાયલૂં છે! ત્હારી આ કેવી દશા! ૧૮૪૮ ના મે માસમાં રેસીડંટને એવી ખબર મળી કે મૂલતાનમાં અંગ્રેજોની વીરૂદ્ધ એક કાવતરું રચાઇ રહ્યું છે તેના સંબંધમાં મહારાણીના વકીલ ગંગારામ અને એક પદભ્રષ્ટ શીખને ફાંસી દેવામાં આવી! વકીલ ગંગારામ અને કાન્હસીંહને મદદ કરનારા બીજા બેને તેમનો ઓછો ગૂન્હો હોવાથી દેશનીકાલની સજા કરવામાં આવી. રેસીડંટ આટલુંજ કરીને બેસી ન રહ્યો, પરંતુ આ કાવતરાંને અંગે મહારાણી જીન્દા ઉપર પણ શક ઉત્પન્ન થયો. અને તેથી મહારાણીને પણ સજા કરવાનું તેણે ઉચીત માન્યું. જોકે એ પણ બનવા જોગ છે કે કદાચ ખૂલ્લી કોર્ટમાં પણ મહારાણીની તપાસ ચલાવવા સંબંધી વીચાર ચલાવવામાં આવ્યો હોય પણ સર ફ્રેડરીક કેરીએ એક પત્રમાં નાયસરાયને લખ્યું કે મહારાણી જીન્દાની તપાસ ખુલ્લી કોર્ટમાં ચલાવવામાં આવતાં પંજાબ નીવાસીઓના હૃદય ઉપર ખરાબ અસર થવા પામશે.' જેથી ફ્રેડરીક કેરીએ ચુપચુપ તેણીને ત્યાંથી દુર કરવી, એજ માર્ગ પોતાને શ્રેયસ્કર લાગતો જણાવ્યો, સર ફ્રેડરીક કેરીની માન્યતા એવી હતી કે મુલતાનના ફીતુરમાં મહારાણી દોષીત છે. પણ તે બાબતમાં કાંઇ સાબીતી નથી, પરંતુ મુલતાનના ફીતુરને

મહારાણીએ ઉત્તેજન આપ્યું હતું એમ અનુમાન કરવાને ઘણાં કારણ છે અને તે ઉપરજ મદાર બાંધીને પંજાબ રાજ્યમાંથી રેસીડંટે મહારાણીને ખસેડવાનું શ્રેયસ્કર માન્યું. મહારાણીએ પોતાના આત્માની રક્ષાર્થે પુનઃ પુનઃ પ્રાર્થનાઓ કરી પરંતુ નગાર ખાનામાં તંતુડીનો અવાજ ન સંભળાય તે અનુસાર મહારાણીની પ્રાર્થના પ્રત્યે ધ્યાન ન અપાયું. લોર્ડ ડલહાઉસીનાં રેસીડંટ ઉપરના ઇસારાથી રેસીડંટે મહારાણી જીન્દાને દેશનીકાલની સજા કરી. મહારાણી જીન્દા જેને પંજાબ કેસરી મહારાજ રણજીતસીંહના સમયમાં કોઇ આંખ સરખી પણ ઉંચી કરીને જોઇ શકવા સામર્થ્યવાન ન હોતું થતું તેજ પંજાબ કેસરીની અર્ધાંગનાની તરફની ન્યાય પુર્વકની વીનતીઓ પ્રતી પણ કોઇએ ધ્યાન ન આપ્યું. જેની આગળ ભીક્ષાર્થે અગણીત માણસો આવતા તેજ પંજાબ કેસરીની અર્ધાંગનાએ પોતાના માટે ન્યાયની ભીક્ષાર્થે બીજા સમક્ષ અનેકવાર પ્રાર્થના કરવાં છતાંએ કોઇએ પણું તેની વાત સાંભળવાની દરકાર સરખીએ ન કરી, કે ધ્યાન સરખુંએ ન આપ્યું ! એ પણ કાળની બલીહારીજ !

મહારાણીને દેશનીકાલ કરવાને માટે જે વીધીસર દસ્તાવેજ કરવામાં આવ્યો હતો તેના ઉપર પ્રતીનીધી સભાના ત્રણ સભાસદોએ સહી કરી હતી જેમાં મહારાણીનો કટ્ટો શત્રુ રાજા તેજસીંહ મુખ્ય હતો. આ દસ્તાવેજમાં એવું પણ લખવામાં આવ્યું હતું કે "કાશીમાં રહીને પણ મહારાણી જો કોઇ કાવતરામાં સામેલ થવાનાં સમાચાર મળશે તો પછી તેને કેદ કરી ચુનારમાં સખત કેદમાં રાખવામાં આવશે."

સને ૧૮૪૮ ની ૧૪ મી મે ના દીવસે રેસીડંટે મહારાણી જીન્દાને એક પત્ર લખ્યો જેમાં જણાવ્યું હતું કે "હું મ્હારા બે મદદગાર કપ્તાન

લમસડન અને લેફ્નંટ હડસનની સાથે કેટલાક વિશ્વાસુ અને પ્રતીષ્ઠીત સરદારોને મોકલ્યું છું, તેઓ તમોને શેખુપુરાની બહાર જવા સંબંધી જે કાંઈ કહે તે અનુંસાર વીના સંકોચે વીના વીલંબે વર્તજો. તમને આ લોકો લઇ જવામાં સંપૂર્ણ માન મરતબો જાળવી શરીરને સુરક્ષીત રાખી કોઇ પણ પ્રકારની તમારી બેઇજ્જતી થવા દેશે નહીં, તમોને કોઇ રીતની મુશ્કેલીમાં પણ પડવા દેશે નહીં. રેસીડેંટનો આ પત્ર લઇ માણુસ શેખુપૂરા ગયો. અને મહારાણીને દેશનીકાલ કરવાનું બાળમહારાજની મહોર સાથનું આજ્ઞા પત્ર પણ આપ્યું. મહારાણીએ આ આજ્ઞાપત્ર નીહાળી પોતાના અત્યંત ધૈર્યનો પરીચય કરાવતાં અપૂર્વ ધીરજ ધારણ કરી પુછયું કે, "મને તમે કયાં લઇ જશો," જવાબમાં લમસડને તે જણાવવા અશકત જણાવી વીદીત કર્યું કે આપની રક્ષાનો ભાર મારે શીર છે એતો હું જરુર કહીશ. આપને કોઇ પણ પ્રકારની વીપત્તિમાં કે કોઇ પ્રકારના અપમાનમાં આવવા દઇશ નહીં, મહારાણીએ પ્રત્યુત્તરમાં પોતાને કોઇ વાત જાણવી બીન જરુરી છે એમ કહી આતુરતા પૂર્વક જાણવા માંડયૂં કે પોતાને કયાં લઈ જવામાં આવશે- લમસડન મહારાણીની આતુરતા પાર પાડી ન શકયો.મહારાણીના નોકરો પણ અજ્ઞાતજ હતા.પરંતુ એટલુંતો છાપાથી જાણવામાં આવે છે કે મહારાણીને લાહોર લઇ જવાનું કહેવામાં આવ્યું હતું અને લાહોરને બરોબર જ તે જવા નીકળી હતી. માર્ગમાં મહારાણી જીન્દાને દ્રષ્ટિગોચર થયું કે લાહોરને બદલે આતો બીજી તરફ કાંઇ લઇ જવા જેવું જણાય છે. ત્યારે તેણે લમસડનને પોકારી કહ્યું કે હું તમારાથી જાણવા માંગુ છું કે શું મને પંજાબમાંથી દુર કરીને બ્રીટીશ રાજ્યમાં તો નથી લઇ જતા?! કેમકે અત્યારે તો આપણે ફીરોજપુરના માર્ગ તરફ વળી

રહ્યાં છીએ. મારી તમને વીનતી છે કે તમારે રેસીડંટને મારા વતી વાકેફ કરવા કે શું મને બ્રીટીશ રાજ્યમાં રાખવા નીર્માણ કર્યું છે?। જો તેમ હોય તો હું તેમની અત્યંત આભારી છું. બ્રીટીશ રાજ્યમાં મને સુખ પ્રાપ્ત થશે." આ પ્રમાણે મહારાણી જીન્દા અચળ ભાવથી પ્રાણથી પણ અધીક પ્રીયપુત્રના નામની મહોર વાળો પત્ર નીહાળીને તે પ્રતી પુજ્ય ભાવથી વીના સંકોચે મસ્તક નમાવી છાતી સરસો ચાંપી હમેશને માટે પંજાબ છોડવા તત્પર થઇ અને ધીરજથી પોતાના દુર્ભાગ્યને વશ થઇ. જે પવીત્ર પંચનદ ભુમીને અધીષ્ઠાત્રી દેવી સમાન આટલા દીવસ સુધી તેણે પોતાના અંતરમાં સમાવેશ કર્યો હતો. તેજ પંચનદ ભુમી તેની દ્રષ્ટી મર્યાદાની બહાર થઇ ગઇ. પહેલાં ફીરોજપુરમાં તેણીને રાખવામાં આવી. તે પછી પવિત્ર કાશીક્ષેત્રમાં મોકલી દેવામાં આવી. રેસીડંટ કેરીએ લખ્યું કે સુભાગ્યે આ વખતે કાંઇ પણ પ્રકારનો બખેડો નહીં થયો, મહારાણીના બધા નોકરોએ આ વખતે શીષ્ટતા અને સજ્જનતા દર્શાવી, મ્હારા કહેવા વિરૂદ્ધ કોઇએ કાંઇ પણ ન કર્યું તેનું કારણ એ દ્રષ્ટીગોચર થાય છે કે કેટલાક દીવસ પહેલાં ગુન્હેગારોને ફાંસીની સજા કરવામાં આવી હતી તેથી બીજા લોકો પણ સમજવા લાગ્યા કે રખેને હમારા પણ એવાજ હાલ થાય!" મહારાણીના સંબંધમાં તેણે આગળ વધીને લખ્યું કે "તેને પણ એવોજ ભય લાગી ગયો કે રખેને મારી પણ એજ દશા થાય!"

મહારાણીના રક્ષક તરીકે બનારસમાં મેજર મેકગ્રેગર સાહેબને નીમવામાં આવ્યો. મહારાણીના ઉપર કેવળ બનારસમાં રહેવાનુંજ નીર્માણ થયું નહીં પણ તેને ત્યાં પહોંચ્યા પછી અસ્ત્ર નીમી-તે માસીક રકમ અપાતી હતી તેમાં પણ કાપ મુકવામાં આવ્યો. ભૈરવાલના તહ.

અનુસાર મહારાણીને વારસીક રૂા. દોઢલાખ આપવાની ગોઠવણુ થએલી હતી તેને સ્થાને શેખુપુરામાં નજરબંધ કરવામાં આવતાં રૂા. ૪૮૦૦૦ એટલે માસીક રૂા. ચારહજાર આપવાની વ્યવસ્થા થએલી ત્યારે બનારસમાં તો માસીક રૂા. ૧૦૦૦ જ આપવાની વ્યવસ્થા થઇ ! આ બાબતમાં એવું કારણુ ખડું કરવામાં આવ્યું કે મહારાણી પોતાની સાથે ઘરેણું અને ઝવેરાત લઇ ગયાં હતાં. સવાલ એ છે કે પ્રથમ દોઢલાખ રૂપીઆ તે અને પછી ૪૮૦૦૦ની વારસીક વૃત્તી મળતી હતી તે વખતે પણુ જેવર અને અમુલ્ય વસ્તુઓ મહારાણી પાસેજ હતી. જોકે તે પણુ તેની પાસે વધૂ સમય તો નજ રહ્યું. બનારસ પહોંચતાં પહેલાંજ રેસીડેંટે તા. ૩૦મી જુંને લખ્યું કે "કાવતરાં સંબંધી ચીઠ્ઠીઓ મળી છે, પણુ તે ઉપરની સહીના ખરાખોટા પણુાના સંબંધમાં તો કાંઇ કહી શકાય એમ નથી. જોકે સહી તો મહારાણીની છે, તે ઉપરથી દ્રષ્ટીગોચર થઈ શકે છે કે તેણી કાંઇ મોટા કાવતરામાં સપડાએલી છે. લાહોરમાં જે જરૂરી કાગળો મળ્યાં તેમાં તેણીની કેટલીક જુની ચીઠીઓ પણુ હતી. પંજાબમાંથી એકદમ તેણીને દેશવટો અપાયાથી તે ચીઠીઓ તેણીને હાથ જવા પામી ન હોતી" બસ! આ ચીઠીઓ ઉપરથીજ મહારાણી જીન્દા કાવત્રામાં સંડોવાયલી હોવાની માન્યતા થઇ! બનારસ પહોંચતાં તેના ઉપરની કેદ વધું કડોરતા ભરી બનાવી દેવામાં આવી. ૧૮૪૮ ના જુલાઇની તારીખ ૧૪ મીએ ગવરનર જનરલના હુકમથી આ અબળાના અલંકારો છીનવી લેવામાં આવ્યા તેણીના આભુષણો બધા મળી પચાસ લાખ રૂપીઆના હતા, તે સાથે વળી બે લાખ રૂપીઆ નગદ હતા તે પણુ છીનવી લેવામાં આવ્યા. આ વાત આટલેથીજ નહીં અટકી પરંતુ તેણીના ઉપર અનેક પ્રકારની વીપત્તીઓ પણુ વીતાડવામાં આવી રાજ્યમાંથી કાઢી મુકી રાજકેદી બનાવી તમામ સંપત્તી ઝુંટવી લેવામાં આવી ઉપ-

શંત તેણીને નગ્ન કરી ઝડતી પણ લેવામાં આવી. મેજર મેકગ્રેગરે મહારાણી તથા તેણીની દાસીઓની ઝડતી લેવાના કાર્યને અંગે એલીન અને સ્ટેનલીનામની બે અંગ્રેજ અમળાઓની નીમણુંક કરી તેમને એવી વરદી આપી કે જો તમો યથેચ્છ કાર્ય બજાવશો તો ઇનામ આપી નવાજવામાં આવશે, આ અંગ્રેજ અમળાઓએ મહારાણી તેમજ તેણીની દાસીઓનાં કપડાં પણ ઉતારીને તપાસ કરી પરંતુ કાવતરામાં સામેલ હોવાનું કાંઇપણ પ્રમાણ ન મળ્યું. આ તપાસમાં મહારાણીની પેટીમાંથી કાંઇક કાગળો એકઠા કરેલા મળી આવ્યા. જે તમામ કાગળો વાંચી તપાસી મેજર મેક ગ્રેગરે ગવરનર,જનરલને જણાવી દીધું કે "મહારાણીના બધાં પત્રો તપાસ્યા, પરંતુ તેમાં ફીતુરમાં સામેલ હોવાની કાંઇપણ ગંધ સરખીએ મળતી નથી." આગસ્ટ માસની ૨૨ મી તારીખે ફરી પાછું રેસીડંટને લખી જણાવવામાં આવ્યું કે "૩૩ પત્રો મળ્યા છે પરંતુ તેમાં ફીતુર સુચક એક પણ પત્ર નથી." મહારાણીના સંબંધમાં કાંઇપણ ઉપાય નહીં જોઇને જીવનસીંહ કલકત્તે ગયો અને તેણે ન્યુમાર્ચ સાહેબને વકીલ નીમ્યો તેથી તેણે વકીલની રૂએ મહારાણીને મળવા માટે અરજ કરી સરકારે તેને બનારસમાં એકલા મળવા હુકમ આપ્યો તેનો સ્વીકાર કરીને તે બનારસ ગયો જ્યાં આઠ દીવસ રહી મહારાણીની કેટલીક મુલાકાત તેણે લઇ તેણીને જે જે મુસ્કેલીઓમાંથી પસાર થવું પડતું હતું તે દરેક બાબદ જાણી લઇ તેણીના માસીક ખરચની એક યાદી બનાવી તેણે મેજર મેક ગ્રેગર સમક્ષ મોકલી, તેમાં જણાવ્યું કે "અંગ્રેજ વીચાર અનુસાર મહારાણીના ખરચની કેટલીક રકમ વ્યર્થ છે અને કેટલીક રકમ હાસ્યજનક છે, પરંતુ મહારાણી કહે છે કે પહેલાંથીજ એ ખરચ તો તેણી કરતી આવી છેજ અને જો આ સમયે તેણી એ બધો ખરચ બંધ કરે તો તેણી તેના નોકર ચાકરોમાં હાંસી

પાત્ર થઇ પડે. બીજું મ્હારે તમને જે જણાવવાનું છે તે એ કે મ્હારાણીના ઝવેરાતો અને સંપત્તી જે તમારા અધીકારમાં છે તેની એક યાદી મ્હને મોકલી આપશો. તેની સાથે એ પણ મારે જાણવું જરૂરી છે કે લાહોર દરબાર ઉપરાંત બીજા કોણ કોણ આ સંપત્તીના સંબંધમાં હક્કદારો છે.'' મેજર મેક ગ્રેગરે ૧૮૪૮ ના અકટોબર માસની ૨૩ મી તારીખે મહારાણીના ખરચનો તારીજો ગવરનર જનરલ સમક્ષ મોકલીને ખરચ માટે મહારાણી જીન્દાને મળતી રકમમાં વધારો કરવા ભલામણ કરી; પરંતુ તેના જવાબમાં અપાતી રકમ પુરતી જણાવવામાં આવી મહારાણી જીન્દાની બધી આશાઓ પાર પડી નહીં. જે એક હજાર રૂપીઆ ખરચ માટે મળતા હતા તે પુરતા નહીં જણાતી મહારાણીએ ખરચ માટે કમમાંકમ બે હજાર રૂપીઆની જરૂર દર્શાવી હતી. કાળ! ત્હારો પણ આ કેવો વિચિત્ર મહીમા! જે લોકો મહારાજ રણજીતસીંહના ડરથી એક વખતે પંજાબમાં પગ સરખો પણ મુકી શકતા નહોતા તે પંજાબના વીરકેસરી મહારાજ રણજીતસીંહની રાણી જીન્દાને ખરચ માટે જોઇતા વધું રૂપીઆ એક હજાર માટે કળકળીને પ્રાર્થના કરવી પડી! અને તેને પણ મંજુરી ન મળી!

ગવરનર જનરલ તરફથી મળેલા નીરાશાજનક ઉક્ત પ્રકારના ઉત્તરથી નીરાશ થઇ મહારાણીએ પોતાના વકીલ ન્યુ માર્ચની સલાહ અનુસાર કલકત્તાની સુપ્રીમ કોર્ટમાં પોતાના સંબંધમાં વીચાર કરવા અરજ કરી, પરંતુ ત્યાં પણ નસીબ તો બે ડગલાં આગળનું આગળજ! સુપ્રીમ કોર્ટે પણ મહારાણીની અરજનો સ્વીકાર ન કર્યો આ રીતે તેણીને નીષ્ફળતા મળવાથી ન્યાય મળવાની કાંઇ પણ આશા નહીં જોઇને મહારાણી તરફથી ન્યૂમાર્ચે ઇગ્લંડની કોર્ટ ઓફ ડાયરેક-

ટર્સની સભામાં મહારાણીના દુઃખના કથનની કથની ઉકેલવાનો નીશ્ચય કર્યો અને એ કામ માટે રૂ. ૫૦૦૦૦ ની માંગણી મહારાણી સમક્ષ કરી, પરંતુ અફસોસ! સર્વસ્વ જેનું ફના થઇ ગયું એવી અનાથ દુર્ભાગી અબળા પાસે આટલી બધી રકમ હતીજ ક્યાં કે તે ન્યુમાર્ચને આપે ? ! શેખુપુરામાં મહારાણી હતી તે દરમ્યાન જો કોઇએ એટલી રકમ માંગી હોત તો મહારાણી તે ખુશીથી આપી શકી હોત, તે સમયે તો તેની સાથે પચાસ લાખનાં આભુષણો હતાં ઉપરાંત રૂપીઆ બે લાખ નગદરોકડા હતા તે તો જૂદાજ! પરંતું આ બધું તો બનારસ આવતાંજ લઇ લેવામાં આવેલું હતું. આ સ્થીતીમાં મહારાણી જીન્દા રૂપીઆ આપી શકી નહીં. અને પોતાની કથની ઉકેલાવી શકી નહીં. અભાગીની જીન્દા! ત્હારા સમુ દુનીયામાં બીજું કોઇ પણ છે ? ! તેંજ ત્હારા રાજ્યમાં શાંતીના સંચાર્થે અંગ્રેજ સેના રખાવી હતી, અને ઉલટા ત્હારેજ ત્હેના શીકાર થવું પડયું. તે વખતે જો ત્હારા લક્ષમાં તેમની નીતી રીતી આવી હોત, તો તું એવું ન કરત! ત્હારી પાછળ જે નરાધમ કુળ કલંક શીખ સરદાર હતા, તે પણ પસ્તાયા. કારણકે તેઓએ સોના ચાંદીની મોહનીમાં મોહ પામીને શીખસામ્રાજ્યની સ્વાધીનતાને ધુળમાં રગદોળી દીધી! તેજ વિશ્વાસઘાતનું શોચનીય પરીણામ પંજાબને શીર આવ્યું.



# પ્રકરણ ૮ મું.

## કાવાદાવા અને વીરતાનાં બીજ



તીશય ઘસારાથી જેમ સુખડમાંથી પણ અગ્નીની ચીણગારી પ્રગટી નીકળ્યા સીવાય રહેતી નથી, જેમ રૂની ગંજીમાં પણ અગ્ની સળગ્યો હોય તો તે અગ્ની પાણીનો છંટકાવ થવા છતાંએ ન બુઝાતાં પ્રદીપ્તજ રહે છે તેજ સ્થીતી પંજાબના વીર કેસરી મહારાજા રણજીતસીંહની પટરાણી જીન્દાના દેશનીકાલથી પંજાબની પ્રજાના આંતર હૃદયમાં થઈ રહી હતી. જોકે મહારાણીના દેશનીકાલથી જનસમુહમાંથી અશ્રુનું બીંદુ સરખુંએ ટપક્યું તો નહોતુંજ પરંતુ ગર્ભ સ્થળમાં સળગેલો અગ્ની પ્રજવલીત થઇ રહ્યો હતો. પણ તેની ચીણગારી સરખી ન પ્રગટી; આ સમયે લાહોર વાસીઓ જડ જેવા ચૈતન્ય રહીત થઇ ગયા હતા. તેઓએ મહારાણીના દેશનીકાલનું દ્રશ્ય શાંતીથી નીહાળ્યું. પરંતું આ શાંતી તેઓમાં લાંબો સમય પર્યંત ટકી શકી નહીં. તેમના અંતરમાં અગ્નીની જ્વાળા જે પ્રજવલીત થઇ રહેલી હતી તેણે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું અને જ્વાળામુખી પર્વતની જ્વાળા જેમ ફેલાઇ જાય તેમ અશાંતિના અગ્નીએ વિકરાળ સ્વરૂપ ધારણ કર્યું. મહારાણીના દેશનીકાલે શીખોનાં દિલ અત્યંત રંજીત થયાં. જ્યારે ખાલસા સેનાનાં હૃદય અધીરાં થઇ ગયાં. અને તેઓમાં એવા વીચારે વાસ કર્યો કે મહારાણી તો દેશનીકાલ થયાં. અને બાળ મહારાજ હમોને હાથ છે, હવે હમો બીજા કોની રક્ષા કરીએ? બીજા કોઇ માટે લડવાની જરૂર શી રહી? હવે મુળરાજના વીરુદ્ધ ઉભા રહી તેના વીરોધી

ન થતાં સરદારો અને સેનાપતીઓને કેદ કરી લઇ મુળરાજના પક્ષમાં ભળી જઇશું. ૧૮૪૮ ઇ. સ.ના નવેંબર માસની ૨૪મી તારીખે શેરસીંહ તથા બીજા સરદારો તરફથી પણ સ્પસ્ટતાથી ચોખ્ખો સ્વીકાર કરવામાં આવ્યો કે મહારાણીના દેશનીકાલ પછી રાજ્યમાં કાંઇપણ સુવ્યવસ્થા નથી થઇ; તમામ પંજાબવાસીઓ અસંતોષી બની ડરને વશ થયેલા છે. કાબુલના અમીર દોસ્ત મહમદખાને કેપ્ટન એબટને લખ્યું હતું કે પંજાબના ફીતુરનું કારણ મહારાણીનો દેસવટો હોઇ તેથી શીખોનાં હૃદય નાખુશ થાય એ પણ સ્વાભાવીક છે. તેઓ મહારાણી જીન્દાને દેશનીકાલ કરવાના પગલાને અન્યાયી અને બે કાયદેસર માને છે. ઘણા અંગ્રેજોએ પણ મહારાણીના દેશનીકાલના પગલાંને વખોડી કાઢયું હતું અને ઇગ્લીશમેન જેવાં પત્રે પણ પોતાના તા. ૨ જી જાનેવારી ૧૮૪૯ ઇ, સ. ના પત્રના અંકમાં મર્મભેદક ભાષામાં વર્ણન કરતાં દેશનીકાલ કરવાનું પગલું અંગ્રેજ જાતીના ઉપર કલંક સમાન આલેખ્યું હતું. આટલું છતાંએ લોર્ડ ડલ હાઉસીએ લક્ષ ન આપ્યું અને પ્રસીદ્ધ કર્યું કે મહારાણીને કેદ અને દેશનીકાલ કરવાનું કામ કાંઇ ખાવાનો ભાડવો ન્હોતો એની સાબીતીઓ પણ છે.

પંજાબ વાસીઓના અંતરમાં જે વખતે અશાંતીની જ્યોત ઉપર કહ્યું તે મુજબ પ્રગટી રહેલી હતી તેજ સમયે હજારાનો જાગીરદાર વૃદ્ધ સરદાર ચતરસીંહ જે શીખ સામ્રાજ્યમાં પ્રતીષ્ઠીત ગણાતો હતો, અને જેનો મોટો પુત્ર શેરસીંહ કે જે શીખ સૈન્યમાં સેનાપતીપદે હતો તે સરદાર ચતરસીંહની પુત્રીનો લગ્ન સંબંધ બાળ મહારાજ દલીપસીંહ સાથે યોજેલો હતો. મુલતાનનું ફીતુર ડબાવી દેવામાં સર્ એડવાર્ડીસને અંગ્રેજ સૈન્ય લઇ જઇને રાજા શેરસીંહે મદદ કરી હતી

તે સર એડવારડીસે સરદાર ચતરસીંહ પોતાની કુંવરીના લગ્ન કુંવર દલીપસીંહ સાથે કરી ઇછ તીર્થ યટન કરવાર્થે જવા ધારતા હોવાથી તે બાબદથી પોતાને શેરસીંહે વાકેફ કરતાં દસ દીવસમાં જવાબ મળે એવી આશા રાખતા હોવાની હકીકતથી રેસીડંટને વાકેફ કર્યા, પરંતુ રેસીડંટે કુટીલ નીતી ભર્યો ઉડાઉ જવાબ આપી શેરસીંહને નીશ્ચીત રહેવા જણાવ્યું. શેરસીંહ અને સરદાર ચતુરસીંહ આ જવાબથી અસંતુષ્ટ થયા. તેમના અંતરમાં વ્હેમે વાસ કર્યો. ચતુરસીંહનો નાનો પુત્ર અને રાજા શેરસીંહનો નાનો ભાઇ ગુલાબસીંહ આ સમયે દરબારમાં હતો જેથી તેને રેસીડંટ સાથે રહેવાથી મુલાકાત થઇ શકતી હતી. તેને વીવાહ સંબંધમાં રેસીડંટ સાથે થએલી વાતચીત ઉપરથી તેના વ્હેમમાં વૃદ્ધી થવાને ઓર વધુ સ્થાન મળ્યું. ચટરસીંહ પોતાને રેસીડંટ તરફથી મળેલા નીરાશાજનક જવાબ તેમજ આગળ પણ પોતા પ્રત્યે આવાજ કઠોર વર્તનના થએલા વર્તાવના સબબે તેનું સુખી અને આનંદી લોહી ઉકળી ઉઠયું. સરદાર ચટરસીંહ જે હજારાની જાગીરનો ઉપભોગ કરી રહયો હતો તે સ્થળ મુસલમાનોની વસ્તીવાળું હોઇ ત્યાં વખતે ઓછે અંશે હીંદુ મુસ્લીમો વચ્ચે ઝઘડા ઉપસ્થીત થતા જેથી તેઓ એક બીજામાં કાંટા સમાન ખટકતા હતાંજ આનું કારણ મુસલમાનોના સમયમાં શીખોને ઘણીજ વીટંબણા પડી હતી. તેમ મુસ્લીમ સત્તાનો અંત પણ શીખોથીજ આવ્યો હતો. ચટરસીંહની સાથે રહી વ્યવસ્થા તથા મદદ કરવા કેપ્ટન એબટને મોકલ્યો હતો તેની દ્રષ્ટી સમીપ હંમેશાં પ્રત્યેક બાબદમાં કાવતરાનું ભુત ખડું થતું હતું આવો સખસ તે સાલ્હકર્તા શી રીતે થઈ પડે ? આગલા રેસીડંટનો આ કેપ્ટન એબટના સંબંધમાં એવો અભીપ્રાય હતો કે "એ હંમેશાં દરેક મામલામાં દ્વેષ ભાવજ ગ્રહણ કરવા

રહેતો હતો. જવાળાસીંહ જેવી પ્રતીષ્ઠીત વ્યકતીને પણ એના
ંગને પરીણામે અન્યાય થવા પામ્યો હતો." સર હેનરીનું આવું
ુ છતાંએ એબટના ચારીત્ર્ય સંબંધી કાંઇ સંશોધન
થયું. રેસીડંટે ગવરનર જનરલને એબટના ચારીત્ર્યના
ધમાં લખ્યું હતું કે " કાંઇપણ કાવત્રાંની અફવા
તાંજ તે સત્ય સમજવાને માટે તૈયાર થઇ જાય છે. અને તે
સુધી કે પાસેના અગર દૂરના દરેક માણસના ઉપર તેમજ
ના નોકરો પ્રતી પણ તેને ભારે સંદેહ રહેતો હોઇ પોતાના
માં તે પોતાને એટલો બધો પ્રમાણભુત માને છે કે વારંવાર
તેની ભુલ બતાવવામાં આવે તોપણ તે જોઇ શકતો નથી."
ર ચટરસીંહના સંબંધમાં તેણે—રેસીડંટ કરીએ—લખ્યું હતું કે "તે
અને અશકત હોઈ મહારાજનો ભાવી શ્વસુર છે. પંજાબની
સા સૈન્યનું બળ જે વખતે હતું તે વખતે આ સરદારને અધીક
બીજા શીખોથી સહન કરવી પડી હતી, પરંતુ અંગ્રેજ રાજ્યા-
ાં તો તે અને તેના પુત્રો ઉન્નતીને શીખરે ચઢયા હતા. તેથી
જીતસીંહના પુરાણા સરદાર તેના પ્રતી દ્વેષ રાખે છે. સૈન્ય
ના લોકો પણ તેનાથી કાંઇ સંતુષ્ટ નથી તેમ પંજાબના સાધારણ
માં પણ તેનો કાંઈ પ્રભાવ પડતો નથી." ચટરસીંહને માટે સર
ી લોરેન્સે લખ્યું હતું કે "તે શાંત સ્વભાવનો જુના વીચારનો
ઘણા દીવસથી બીમારીને વશ છે." આવાં એક વૃદ્ધ પ્રતીષ્ઠીત
ત વ્યકતીના સંબંધમાં એબટને શંશય પડયો!

કેટલીક દરબારી સેના જે ચટરસીંહના હાથ હેઠળ પલકીમાં હતી,
ના કેટલાક સૈનીકો ફરી ગયા અને મુળરાજની બીરોદ્યી સેના

ભેગા મળી જવાની ઇચ્છા પ્રદર્શીત કરવા લાગ્યા હતા. ત્યારે ચતરસીંહની આજ્ઞાથી એ સેનાના વડાઓ વીરોધીઓને ડબાવવાની વેતરણુમાં પડયા હતા. આવે સમયે પણ કપટાન એબટના અંતરમાં એવો અચળ વિશ્વાસ દ્રઢ થઇ ગયો હતો કે "આ બધા ઉપદ્રવનું મુળ ચતરસીંજ છે. તેના મગજમાં એવા વ્હેમે વાસ કર્યો હતો કે તે શીતુરી હોય અંગ્રેજોને પંજાબમાંથી હાંકી કાઢવા ઇચ્છે છે. થોડા વખતમાંજ લાહોરમાં અંગ્રેજો ઉપર હુમલો થવાનો છે" આવા ભ્રમને આધીન થઇ તેણે હઝારાની રાજધાની છોડી દઇ ત્યાંથી ૩૬ માઇલ દૂર શિરવામાં પોતાનો મુકામ નાંખી ચતરસિંહનુ આવવું પણ બંધ કર્યું તેમ તેના તરફના કાગળ વટીક આવે તો તે લેવા પણ બંધ કર્યા. ચતરસિંહ પોતાના સલાહકારના આવા વર્તનથી ભારે અચંબામાં પડયો. કેપ્ટનના આ કૃત્યની મતલબ તેની સમજમાં ન આવી જેથી તેણે પોતાના વકીલને એબટ સમક્ષ મોકલ્યો પરંતુ તેને પણ ઉદ્ધતાઇ ભર્યો જવાબ આપીને જણાવ્યું કે "હું તમારા માલિકની ઉપર વિશ્વાસ રાખતો નથી." આવો બેહુદો અને વાહિયાત જવાબ સાંભળવા છતાં પણ ચટરસિંહે પોતાના શાંત સ્વભાવ અનુસાર એ અપમાન ભરેલો જવાબ સાંભળીને પણ શાંતી ધારણ કરી અને વળી એબટને કહેવડાવ્યું કે જો આપે સિરવામાં રહેવા ઠરાવ્યું હોય તો મને અથવા મારા પુત્ર અતરસીંહને આપની પાસે રહેવા પરવાનગી આપશો કે જેથી બંદોબસ્ત રાખવામાં અને કારભાર ચલાવવામાં કાંઇ ભુલ ન થાય ! એબટે તેનો પણ અસ્વિકાર કર્યો. એબટ ચતરસિંહને વિરોધી ગણીનેજ બેસી રહ્યો નહોતો પરંતુ તે તો હજારાના મુસલમાનોને રૂપીયાની લાલચ આપીને તેમને સરદાર સામે ઉશ્કેરવા

લાગ્યો. શિખો અને મુસલમાનો વચ્ચે પરસ્પરમાં આ વખતે સારી લાગણી નહોતી એટલે તેઓ એબટના આવર્તનથી સમજવા લાગ્યા કે આપણને અંગ્રેજો મદદ કરી રહ્યા છે. તેથી સને ૧૮૪૮ ના તા. ૬ ઠી ઓગષ્ટના દીવસે મુસલમાનોનાં ધાડાંને ધાડાં એકઠા થયા અને સરદાર ચતરસિંહના રહેવાના સ્થાનને–હરિપુરના ઘરને–ઘેરી લેવા મંડયા. શિખ સૈન્ય આ વખતે પલ્કીમાં હતું જેથી તે હરિપુર ઓલવા અસમર્થ હતું. કેમકે વચમાં કેપ્ટન પહોંચી જવાથી શિખ સૈન્યનો રસ્તો બંધ થઇ ગયો હતો. આથી સરદાર ચતરસિંહે નગર રક્ષક સૈન્યને તોપ લઇ લડાઇમાં જવા ફરમાવ્યું. આ સૈન્યમાં તોપખાનાના સંરક્ષક તરીકે અમેરીકનો કનોરા નામનો એક સખસ હતો તેને જ્યારે સૈન્યની સાથે જવા કહેવામાં આવ્યું, ત્યારે તેણે તેનો અસ્વીકાર કરતાં એવો જવાબ આપ્યો કે હું તો કેપ્ટન એબટના હુકમ શિવાય નહીં જાઉં. જ્યારે સરદાર ચતરસિંહે તેને બબે વખતે સમજાવ્યું કે જો તમો તોપખાનું લઇને નહી જશો તો તમામ સૈન્યનો નાશ થવામાં કાંઇ પણ વાર લાગવાની નથી, અને સહેલથી વિના હરકતે શત્રુ હરિપુર પોતાને હસ્ત કરી લઇ તાબામાં લેશે. સરદાર ચટરસીંહની આ સમજાવટની પણ અસર તેને ન થઇ અને સામો તોપ ભરીને વચમાં ઉભો થઇ ગયો અને કહ્યું કે "જે કોઇ પહેલાં મારી પાસે આવશે તેને ગોળાથી ઉડાવી દઇશ" આથી પાયદળ સેનાની બે ટુકડીને તોપ લાવવા હુકમ કરવામાં આવ્યો. પાયદળ સૈન્યને નીહાળી કનોરાનો મીજાજ વધારે બગડી ગયો. તેણે તોપખાનાના એક શિખ હવાલદારને સરદાર ચરતસીંહે મોકલેલા દેશી સૈન્ય ઉપર ગોળા છોડવા ફરમાવ્યું, પરંતુ તે હવાલદારે તેની એ આજ્ઞાનું અવલંબન કર્યું. આથી કનોરા રાતો પીળો થઇ ગયો. અને તેણે તે બીચારા હવાલદારનો

પ્રાણ લીધો અને પછી જાતે તોપમાંથી ગોળા ફેંકવા મંડયો, પરંતુ કમનશિબે તોપનું નિશાન ખાલી ગયું એટલે તેણે પોતાની પાસેની પીસ્તોલ વડે સરદારની સૈન્યમાંના બે પાયદળ સીપાહોને મારી નાંખ્યા. આથી તરતજ એ હરામખોર નીમકહરામી કરનાર અમેરીકન તોપચી સામે પાયદળ સૈન્યમાંના એક શીખ સીપાહે તલવાર ચલાવી તેને ભોંય ભેગો કરી દઇ ઉભી થએલી મુશ્કેલ પરીસ્થીતીનો અંત આણ્યો. એબટ સાહેબને આ હત્યાને અંગે ચટરસીંહનો દોષ દ્રષ્ટિએ પડયો. તેણે રેસીડંટને લખેલા પત્રમાં કનોરાની હત્યાને સરદાર ચટરસીંહે કરેલી પીશોરસીંહની હત્યા સમાન વર્ણવી, એટલુંજ નહીં પણ વળીવધારામાં તેણે લખ્યું કે કનોરાની હત્યાના સંબંધમાં પહેલેથીજ તાગડો રચાયો હતો. ચટરસીંહે પણ આ હત્યાકાંડનો યથાવિધી વૃત્તાંત રેસીડંટને મોકલી આપ્યો. રેસીડંટે વીચાર ચલાવી એબટનેજ દોષીત ઠરાવી લખ્યું કે તમો બંનેના તરફથી જે હકીકતો જણાવવામાં આવી છે તે ઉપરથી એવા અનુમાન ઉપર હું આવ્યો છું કે "સરદારની વારંવારની આજ્ઞાઓના ઉલ્લંઘન, તેમજ તેણે મોકલેલા સૈન્ય પ્રતી વિરૂદ્ધ આચરણના વર્તાવથી કનોરાની હત્યા થવા પામી છે. એ બાબતમાં તમારા વિચારો સાથે હું સંમત થઇ નથી શકતો. સરદાર ચટરસીંહ હજારાનો દીવાન અને વ્યવસ્થાપક અધીકારી છે, જેથી તેમની આજ્ઞા શીખ સૈન્યમાંના દરેક વર્ગ તરફથી બજા લાવી તેમની આજ્ઞાનું પાલન થવું જરૂરી છે. એ સંબંધમાં વધુ ચર્ચામાં ન ઉતરતાં એટલુંજ જાણવા ઇંતેજાર છું કે તમો કનોરાની હત્યાનો મુકાબલો પીશોરાસીંહની હત્યા સાથે કયે પ્રકારે કરી શકો છો ?" રેસીડંટે પોતાના આજ પત્રમાં આગળ ચાલતાં એબટની દરેક વાતોનું ખંડન કરતાં સરદાર ચટરસીંહનો પૂરેપક્ષ

લઇ તેના કાર્યને બ્રોડફુટે બારીકાઇથી ફેરવતાં જણાવ્યું હતું કે "તેણે જે કાંઇ કર્યું તે તેની આત્મરક્ષાર્થે કર્યું છે, તેનો હેતુ અંગ્રેજોને લાહોરમાંથી હાંકી કાઢવાનો નથી, પરંતુ જ્યારે તેનું રહેઠાણ મુસલમાનોએ ઘેરી લીધું તો પછી લાચાર થઇ તેને એ પ્રમાણે કબુલ કરવું પડયું. એબટ સાહેબની શુદ્ધસાન રેસીડંટના આ પત્રથી પણ ઠેકાણે ન આવી. તેણે તો કનોરાની હત્યા કરનાર સીપાહને પોતાને સોંપી દેવા લખીને જણાવ્યું કે તેથી કાનુન મુજબ તપાસ થઇ શકે ઉપરાંત આગળની માફક હજારામાં શાંતી પણ પ્રસરાવી શકાય. એબટે આ પછી પણ કનોરાની હત્યા કરનાર સીપાહને પોતાને સોંપવા પુનઃ જણાવ્યું પરંતુ ચટરસીંહે તેની આ માંગણી સ્વીકારવી એ અશક્ય હતું જેથી તે તેનો સ્વીકાર ન કરી શકયો. કેમકે કનોરા ફીતુરી થએલ હોઇ ફીતુરના દોષ માટે તો એક શીખ સીપાહને હાથે તો મારી ગયો હતો એટલે કનોરા બચી કઇ રીતે શકે?! કનોરાને મારી નાંખનાર સીપાહને ચટરસીંહે બક્ષીસ આપી નવાજ્યો હતો એટલે તે તેને પકડી પણ શી રીતે શકે?! જો સરદાર ચતરસીંહે તેને પકડાવ્યો હોત તો સંભવ છે કે વખતે શીખોના કોપાગ્નીથી તેને પોતાનાજ પ્રાણનું બળીદાન આપવું પડયું હોત! બેલ સાહેબે પોતાના રેટ્રોસપેક્ટસ એન્ડ પ્રોસ્પેક્ટસ ઓફ ઇન્ડીઅન પોલીસી (Retrospects and prosects of Indian policy) નામના પુસ્તકને પાને ૧૨૪ માં લખ્યું છે કે "જો સરદારે કનોરાની હત્યાના ગુન્હેગારને એબટને સ્વાધીન કર્યો હોત તો એ અન્યાયી અને અત્યાચારી કૃત્યથી સરદારની પ્રજા સરદારના પ્રાણની પણ ભક્ષક બની જતે!" આટલૂ છતાંએ વૃદ્ધ સરદાર ચતરસીંહ તો એબટ સાહેબની માફી માંગવા તૈયાર થયો. એબટ સાહેબનો મીજાજ એ સમયે સાતમે

આસમાને જઇ ચઢયો. તેણે તો કનોરાની હત્યા કરાવનાર સરદારને મળવું પણ યોગ્ય ન વીચાર્યું. એજંટને આટલેથી પણ સંતોસ ન થયો. તેણે રેસીડંટને તા. ૧૩ મી ઓગસ્ટે લખ્યું કે "ચતરસીંહ શીખ સેનાને બળવો કરવાને ઉતેજીત કરી રહયો છે તેણે હુમલો કરવા જંબુ નરેશ તરફ પત્ર મોકલ્યો છે." ચતરસીંહના કેટલાક કાગળો એજંટને હાથ ચઢેલા હતા જે જંબુ નરેશ મહારાજ ગુલાબસીંહ તથા તેના પુત્ર રણવીરસીંહ અને તેના ભત્રીજા જોરાવરસીંહને મોકલી આપ્યા હતા રેસીડંટે કેપટન નીકલસન દ્વારા આ બાબદમાં તપાસ કરાવી તો લાહોર ઉપર ચઢાઇ કરવાની શીખ સેનાને ઉત્તેજીત કરવા સંબંધીની કાંઇ પણ વાત પત્રમાં નહોતી. માત્ર હજારાના મુસલમાનોને નસીઅત કરવા માટે સેનાની ચાર પલટણ મોકલવા સરદાર ચતરસીંહે લખ્યું હતું કે જેથી હજારાની જાગીરની રક્ષા થઇ શકે. નીકલસન અને રેસીડંટ બંનેને ચતરસીંહના આ પત્રમાં ફીતુરની ગંધ જરાપણ આવી નહીં. કેપટન નીકલસને પોતાના પત્રમાં સરદાર ચતરસીંહને સંપૂર્ણ નીરદોશ ઠરાવ્યો પરંતુ પાછળથી કોણ જાણે શું થયું અને કેપટન નીકલસનની બુદ્ધી કેમ ભ્રસ્ટ થઇ તે તો નથી જણાયુ. પરંતુ તેણે ચતરસીંહે કનોરાની હત્યાના ગુન્હેગારને અંગ્રેજોને અવશ્ય સોંપવાની આવસ્યકતા તો જરુરી દર્શાવી. અને એ ધારણાને વશ થઇને ચતરસીંહ ઉપર નીકલસને વીના વીલંબે કનોરાની ઘાતક કરનાર ગુન્હેગારને સોંપી દેવા જણાવી ખાત્રી આપી કે ગુન્હેગારને રજુ કરાતાં તમારાં માન અને જીવનની રક્ષાના સુરક્ષીતપણા માટેની દરેક સાવચેતી લઇ શકાશે પણ તમારી જાગીર અને મોજ્માની આશા રાખવી વ્યર્થ છે! નીકલસંને પોતાની આ ચીઠી મોકલ્યાની વાત રેસીડંટથી છુપાવી રેસીડંટને લખ્યુ કે "તમો

મ્હારી સાથે સંમત થશો કે ચતરસીંહને જાગીર અને હકુમતથી અલગ કરવો એજ ઉચીત છે!" રાજનીતીને અંગે ભીતરમાં ચાલતી ખટપટોથી પૂર્ણ વાકેફ થઈ શકવું મુશ્કેલ છે. ખેદ અને આશ્ચર્યની વાત તો એ છે કે અત્યાર સુધી જે રેસીડંટ ચતરસીંહને નીરદોશ સમજતો હતો તેણે કેપટન નીકલસનની આ પ્રસ્તાવનાનું કઇ રીતે સમર્થન કર્યું આગસ્ટની ૨૩ મી તારીખે જે રેસીડંટે મેજર એડવારડીસ સાહેબને લખ્યું હતું કે "ચતરસીંહ તમામ રીતે નીરદોશ હોઈ આ ઝઘડાનું મુળ કારણ એક માત્ર એબટજ છે." આ ઘટનાના ત્રણ દીવસ આગમચ પણ મુખ્ય બ્રીટીશ સેનાપતીને લખ્યું હતુ કે કનોરાની હત્યાની વાત શા કારણે બની તે કેપટન નીકસન જાણતો નથી છતાં પણ તેણે કનોરાની હત્યાને અન્યાયપુર્ણ બતાવી છે અને ચતરસીંહને કનોરાની હત્યાના પરીચાલક તુલ્ય ગાન્યો છે," ૨૪મી ઓગસ્ટે રેસીડંટે એબટ સાહેબને પત્ર લખી જણાવ્યું હતું કે "કનોરાની હત્યાને તમો કદાચ ઉચીત નહીં કહી શકતા હો તો તમારૂં કાર્ય ન્યાયયુક્ત નથી" ચતરસીંહને આ પ્રમાણે નીરદોશ જાણવા છતાં પણ રેસીડંટે તેની જાગીર જપ્ત કરવા હુકમ કર્યો. રેસીડંટનું આ કાર્ય ન્યાયી હતું એમ કોણ કહી શકશે ?! રેસીડંટે પાંચમી સપટેમ્બરે સરકારને લખી જણાવ્યું કે "મેં ચતરસીંહના સનમાન અને જીવનરક્ષાની જવાબદારી શીરપર લઇને તેના આચરણોની તપાસાર્થે હુકમ આપ્યો હતો"

ચતરસીંહે પોતાની ન્યાયયુકત માંગણીનો પોકાર કાંઇપણ ન સંભળાયો. અને તે ઉપર પાણી ફરી વળેલું જ્યારે જોયું ત્યારે તેણે લાચાર થઇ શીખોની હમેશની સાથીણી તલવારનો આશરો લીધો. જે વૃદ્ધ ચતરસીંહ થોડા દીવસ ઉપર તીર્થાટન

કરી પોતાનું શેશ જીવન વ્યતીત કરવાની જીજ્ઞાસા ધરાવતો હતો તેણે હવે રણુતીર્થમાં પોતાનું બાકી જીવન પુરૂં કરવા વીચાર્યું. અને પણ ચતરસીંહ સ્વતંત્ર ખ્યાસનો હતો એટલે તેણે અપમાનીત થઇ જીવન ગુજારવા કરતાં યુધ્ધમાં લડી માનસહ મરણ પામવું યોગ્ય વીચાર્યું. ચતરસીંહના આ વીચાર સાંભળી શીખોનાં ટોળે ટોળાં તેના ઝુંડા હેઠળ જમા થવા લાગ્યાં ઘણા દીવસ પછી વાહ ગુરૂજીની ખાલસા અને વાહ ગુરૂજીની ફતેહ"ની ગર્જનાઓથી પંજાબ ગાજી ઉઠયું. મહારાણી જીન્દાને દેશવટો મુલતાનનું ફીતુર તથા બીજી અનેક ઘટનાઓથી શીખોના અંતરમાં અગ્નીની જવાળા જે ભડભડ બળી રહી હતી તે જવાળા વીકરાળ સ્વરૂપે બહાર પડી, પંજાબનીવાસીઓએ માન્યું કે જરાપણ પાછી પાની ન કરતાં શતરૂની સામે જીવપર આવીને તુટી પડવું! સરદાર ચતરસીંહ અને તેના સાથીઓએ યુધ્ધનો ટંકાર કરી દીધો. થોડા સમય પહેલાં જે ચતરૂસીંહ અંગ્રેજોનો મીત્ર-ભક્ત-હતો તેણે પોતાને વીના ગુન્હે પીડવાથી અંગ્રેજોની સામે લડાઇનો ઝુંડો ઉઠાવ્યો.

## પ્રકરણ ૯ મું.

### મુલનતાનું પતન-અને લડાઈ

પંજાબમાં અશાંતિની જવાળા ફાટી નીકળેલી જોઇને લોર્ડ ડેલ હાઉસીએ તેને તુરતજ દબાવી દેવાની પેરવી તો કરી પરંતુ ઉલટો ચોર કોટવાલને દંડે તે અનુસાર તેણે પોતાના એક ભાષણમાં હિંદીઓ પ્રતી ઉદગાર કાઢતાં જણાવ્યું કે "

"I have wished for peace, I have longed for it I have striven for it,. But if the enemies of Indi:

desire war, war they shall have, and on my word, they shall have it with a vengeance"

અર્થાત કે "હું શાંતીને ચાહું છું, મે હમેશાં શાંતી ચાહી છે મેં હર હમેશ શાંતીને માટે યત્નો કર્યા છે પણ હિંદુસ્તાનના દુશમનો યુંદ્ધ ને ચાહે છે તે તેમને મળશે હું ખાત્રી આપું છું કે એ યુદ્ધનું પરીણામ વિપરીતજ આવશે." જો લોર્ડ ડેલ હાઉસીએ મુલતાનના બળવાને દબાવ્યો હતે તો અને આવાં વચનો કાઢયા નહોત તો કેવું સારૂં થતે મુલતાનનો બળવો તાત્કાળીક નહી દબાયાથી યુધના રસીયા પંજાબીઓ અને તેમાં પણ ખાસ કરીને શિખોને પોતાના થએલા અપમાનનો બદલો લેવાનો વિચાર થઈ આવ્યો

મુલતાનના બળવા બદ્દી હજારાના વૃદ્ધ સરદાર ચતરસિંહને શા કારણે હથિયારોનો આશરો લેવો પડયો એ બધી વાતોથી વાંચકો વાકેફ થઇ ચૂકયા છે અંગ્રેજોથી સરદાર ચતરસિંહના સંબંધમાં અન્યાય મળવા છતાંએ તેનો પુત્ર રાજા શેરસિંહ ન્યાયની આશામાં પહેલાં તો અંગ્રેજોનો મિત્ર થઇ રહયો હતો તે મેઝર એડવાર્ડીસની સાથે મુલતાનનો બળવો સમાવી દેવામાં સામેલ થયો જેથી બીજા શીખો પણ અંગ્રેજોને મદદ કરી રહયા હતા. એ વખતે શિખ સરદારોએ સ્પષ્ઠ શબ્દોમાં રેસીડંટને કહયું હતું કે અમારી સાથે શિખ સેના મુલતાનનો બળવો દબાવવા માટે મોકલવામાં ન આવે, કેમકે શિખસેના વિફરી જવાનો સંભવ છે. પરંતુ શિખ સરદારોની આ પ્રાર્થના ઉપર રેસીડંટે લક્ષ ન આપ્યું આટલું છતાંએ શિખ સરદારો દ્રઢતા પુર્વક અંગ્રેજોને પોતાની મદદ આપી રહયા હતા. ૧૮૪૮ના જુન માસની શરૂઆતમાં બીસર સાહેબ દયાળે ગુરૂ.. મહારાજસીંહના પાંચ હજાર શીખો જે હોંશીઆરપુરમાં

એકઠા થઈ ઉપદ્રવ કરી રહેલા હતા, તેને ડખાવી દીધા. સાહેબ દયાળની પાસે માત્ર એક હજાર શીખોજ હતા પરંતુતેણે પોતાના બાહુબળ અને કુનેહભરી રીતીથી પાંચ હજાર શીખ ફીતુરીઓને ડાબી દીધા, હજારાના ફીતુરને ડાબી દેવા માટે દીવાન દીનાનાથની રેસીડંટે નીમણુંક કરી હતી પંજાબમાં આ વખતે ન્હાના ન્હાના પહાડી રાજ્યોમાં પણ અશાંતીનો અગ્ની સળગી ઉઠયો અને તેમણે પણ વિદ્રોહનો ઝુંડો ઉઠાવ્યો. છતાંએ લાહોરના શીખ સરદારો અંગ્રેજોની પડખે રહ્યા ૧૮૪૮ ના જુલાઇની ૨૩ મી તારીખે શીખ સરદારોની અંગ્રેજો પ્રતીની અનન્ય ભક્તી માટે મેજર એડવારડીસે લખ્યું કે " સરદાર લોકો બધા હરેક પ્રકારે હમારા પક્ષમાં છે. તેમાં પણ વીશેષે કરીને શેરસીંહ કે જેને આધીન સેનાનો મોટો ભાગ અવિશ્વાસધરાવે છે-છતાં પણ તેનો પ્રભાવ એવો પ્રબળ છે કે જેને લઇને બધા તરફથી તેના હુકમને માન આપવામાં આવે છે, તેની સેનાના બેએક સખસો તરફથી કાંઇક ચંચળતા બતાવવામાં આવી તેથી રાજા શેરસીંહે તેમને કઠોર સજા કરીને બીજાઓના અંતરમાં પણ ભયની લાગણી પ્રગટાવી દીધી છે'

સદુશમની ફતેહ પછી રાજા શેરસીંહ સાડાચાર હજાર સૈનીકોની સેના લઇ એડવારડીસ સાહેબની મદદે જઇ પહોંચ્યો. શેરસીંહની સાથે સમશેરસીંહ અત્તરસીંહ આદી બીજા અનેક સરદારો હતા. એડવારડીસ સાહેબ શેરસીંહના આવી પહોંચવા સુધી મદદને અભાવે બેકાર થઇ પડયો હતો એ સમયમાં મુળરાજે મુલતાનના કીલ્લાને વધુ મજબુત કરી લઇ સેનામાં પણ વધુ માણસોની ભરતી કરી દઇને બધી રીતે તે રૂષ્ટ પુષ્ટ બની ગયો હતો. છતાં અંગ્રેજ સૈન્યમાં શેરસીંહને નીહાળતાજ સ્તબ્ધ થઇ જઇ બીજા સરદારોને પોતાની

સાથે મેળવી લેવાને માટે તેણે એક દુતને મોકલ્યો પરંતુ શેરસીંહ તથા બીજા સરદારોએ તે દુતનું મ્હોં કાળુ કરીને ગધેડા પર બેસાડી પાછો મોકલ્યો. મુળરાજ આ આચરણથી નીરાશ થયો. અને લાહોરથી આવેલી સેનાના કેટલાક સૈનીકોને લાલચમાં લપટાવી પોતાની તરફેણ કરી લીધા

તા. ૨૦ મી જુલાઇએ મુળરાજે કીલ્લા ઉપરથી એડવારડીસના સૈન્ય ઉપર તોપનો મારો ચલાવ્યો. શેરસીંહ યુદ્ધમાં કુશળ હતો તેણે કીલ્લા ઉપર હુમલો કરી મુળરાજના તોપના મારાને વ્યર્થ બનાવ્યો! આ બનાવને ૭ દીવસ વ્યતીત થયા પછી મુળરાજની સેનાનો એક ભાગ શેરસીંહની સેનાના પડાવથી અડધો કોસ દૂર જોવામાં આવ્યું, મુળરાજનો આ સૈન્યદળ મોકલવામાં શેરસીંહની સેના સાથે તેને મેળવી દેવાનો ઉદેશ હતો.પણ તે યુક્તીમાં પણ તે ન ફાવ્યો જેથી હતાશ થઇ તેણે શેરસીંહના પ્રાણ લેવા ઉચીત ધારીને તે માટે સુજાનસીંહ ઉપર નજર ઠેરવી. એ નીચ કાર્ય પાર પાડવા માટે સુજાનસીંહની મદદમાં બીજા બે સખસોને પણ નીમવામાં આવ્યા. પરંતુ આ નીચ વીચાર બહાર ફેલાઇ જવાથી તે અને તેના સાથી પકડાઇ ગયા અને સુજાનસીંહને તોપને ગોળે ઉરાડી મુકવામાં આવ્યો. આથી શીખ સેનામાં આગળ કરતાં પણ વધુ પ્રમાણમાં અશાંતીનો અગ્ની સળગ્યો. તેથી શેરસીંહને પણ પોતાની આવેશયુક્ત સેનાને સંભાળવાનું કાર્ય મુશ્કેલ થઇ પડયું. આટલું છતાંએ અંગ્રેજો તો શેરસીંહ પ્રતી શંકાની નજરેજ જોઇ રહયા હતા. શેરસીંહ પણ તેથી કાંઈ બીન માહીતગાર નહોતોજ તેણે એડવારડીસને કહયું કે "તમારો એ શંસય દૂર કરવા હું ધર્મ પુસ્તક લઇ પ્રતીજ્ઞા કરવા તૈયાર છું."

શેરસીંહની ભકતી અંગ્રેજો પ્રતી મ્હોટાનીજ નહોતી. પોતાના પીતા ઉપર ગમે એટલું ગેર વર્તન અને અત્યાચાર ગુજર્યો છતાં પણ

તા. ૧૮મી ઓગસ્ટે શેરસીંહે મેજર એડવારડીસને એબટે ગૂજારેલા અન્યાય અને અત્યાચાર સંબંધી વાકેફ કરી પોતાના પીતાની નીરદોશતા પ્રગટ કરી હતી. અને અંગ્રેજોને બરાબર મદદ પણ કરી હતી. કેટલીએ વખત મુળરાજની સેનાએ અંગ્રેજ સૈન્ય ઉપર હલ્લો કર્યો તે પ્રસંગે પણ તેણે અંગ્રેજ સૈન્યની રક્ષા કરી હતી, જેથી એડવારડીસ સાહેબે પણ મુક્ત કંઠે પોતાના પત્રમાં શેરસીંહની સેવા ભકતીના વખાણ કર્યા હતા તેમની ચીઠી પત્રીઓથી જણાય છે કે શીખો શેરસીંહથી બહુજ નારાજ હતા ને લોકો શેરસીંહને એક કુળાંગાર અને મુસ્લીમ પેટનો લેખી શેરસીંહ નહીં પણ શેખસીંહ કેહતા હતા. મેજર એડવારડીસે ઘણીવાર લખ્યું ત્યાર પછી અંગ્રેજ સેના લોર્ડ ડલહાઉસીએ મુલતાન મોકલી.

અગ્રેજ સેન્યની સાથે સુપ્રસીદ્ધ ઇજનેર નેપીઅર અને સેનાપતી વ્હીસ હતા તેમણે મુલતાનની વીદ્રોહી સેના સંબંધી રેસીડંટને લખ્યું કે "મુળરાજની સેનાનું જે બળ આગળ હતું તેથી ઉલટુંજ જણાતું રહ્યું છે. મુળરાજની સેના બધી શીખ સેના થઇ ગઇ છે.' સેનાનું સ્વાસ્થ્ય બગડવાને બહાને લોર્ડ ડલ હાઉસીએ સેનાની મદદ મોકલતાં ઢીલ કરી તેનું આ પરીણામ છે. સપટેંબર માસમાં સેનાપતી વ્હીસની સેનામાંના ૮૨૨૯ સૈનીકોમાંના ૧૮૮ સેનીકો તો બીમાર હતા. મુલતાનના કીલ્લાને ઘેરી લેવા અર્થે મોકલેલી મોટી તોપ તા. ૪ થી સપટેંબરે પહોંચી. સપટેબર માસની શરુઆતમાં સેનાપતી વ્હીસ. ૮૦૪૧ નું પાયદળ, તથા ૧૫૧૬ નું ઘોડેસ્વાર સૈન્ય અને ૪૪ તોપો સહ મુલતાનનો કીલ્લો ઘેરી લેવા તૈયાર થયો, તેની મદદમાં મેજર એડવારડીસની ૭૭૧૮ની પાયદળ સેના

૩૧૩૩ ઘોડેસ્વાર અને ૨૩ મોટીતથા ૨૫નાની તોપો અને ભાવલપુરના નવા બનું ૫૧૦૦નું પાયદળ સૈન્ય,૧૯૦૦ઘોડેસ્વાર અને ૧૪ તોપ,રાજા સેર સીંહનું ૯૦૯ માણુસોનું પાયદળ સૈન્ય ૩૩૮૨ ઘોડેસ્વાર સૈન્ય અને ૧૨ તોપો હતી. બધા મળીને ૩૦૧૫૩ સેપાહો હતા ઉપરાંત કેટલેક દુર બીજી સેના પણ હતી મુળરાજ પોતાની દસ હજારની સેના અને ૫૮ તોપો વડે કીલ્લાના રક્ષણાર્થે ખડો થયો તા૦ ૮મી સપટેંબરે રાતની વખતે લેફ્ટેનંટ પેટડને કેટલાએક અંગ્રેજ અને દેશી સૈન્યની મદદથી શતરૂના સૈન્ય ઉપર છાપો માર્યો કોશેશ તો ઘણી કરી પરંતું સાહેબ બહાદૂરતે નીષ્ફળતા પ્રાપ્ત થઇ, એ રાત્રે મુળરાજે વીજય પ્રાપ્ત કરી કીલ્લાને પુનઃ મજબુત કરી લીધો વીજયી મુળરાજનો ગર્વ ધર્મશાળાના યુદ્ધમાં છીન્નભીન્ન થઈ ગયો તેના ૫૦૦ સૈનીકોએ યુદ્ધમાં માર્યા ગયા. ૯મી સપટેંબરે અંગ્રેજ સૈન્યમાંના ૨૫૫ સેનીકો અને ૨૧ ઘોડા માર્યા ગયા. આ વીજય પછી અંગ્રેજ સૈન્ય મુલતાનના કીલ્લાથી છેક ૧૬૦૦ હાથ નજીક જઇ પહોંચ્યું. આ સમયે શેરસીંહ પોતાના પીતા સાથે અંગ્રેજોએ ચલાવેલા નીરઠુર વર્તન અને રેસીડંટે તેના પીતાની જાગીર જપત કરવાના આપેલા હુકમથી વાકેફગાર થઇ ગયો.

અંતે પણુ તે શીખ જાતીનો સ્વતંત્ર ખવાસનો શીખજ હતો એટલે જે તલવારના બળથી તે મુલતાનના વિદ્રોહીઓને ઠેકાણે લાવવા લાગ્યો હતો તેજ તલવારના બળથી તેણે અંગ્રેજોના નીઠુર વ્યહવારની સામે પડકાર કરવાની દ્રઢ પ્રતીજ્ઞા કરી પોતાના પીતાને સ્હેવા પડેલા અપમાન સહન કરવાને તય્યાર નહીં થયો તા. ૧૩ મી સપટેંબરે રાત્રે પોતાના નાનાભાઇ ગુલાબસીંહ ઉપર એક છાનો પત્ર લાહોર એ આશ

યનો લખ્યો કે "પીતાજી, મ્હને વખતો વખત લખતા હતા. કે કેપટન એબટના હુકમમાં હંમેશાં રહું છું છતાં એજ એબટે હજારાના મુસલમાનોની સાથે મળી જઇને ભારે અન્યાય કરીને અત્યંત દુઃખ અને સંતાપ આપી પીતાજીને સતાવ્યા છે. વધારે શું કહેવું. એજ અગ્રેજ અમલદાર શીખ સૈન્યનો નાશ કરવાને પણ પ્રયત્ન કરી રહયો છે. આજ સુધી કેપટન એડવારડીસ મ્હારી સાથે પ્રેમથી વર્તતો હતો પરંતુ છેલ્લા અઠવાડીઆથી તે પણ બદલાઇ ગયો. તેથી કરીને કાલે મે પીતાજીને મળવાની દ્રઢ પ્રતીજ્ઞા કરી લીધી છે.જો પીતાજીની આજ્ઞા અને મ્હારી સંમતી ઉપર કાંઇ પણ શ્રદ્ધા હોય તો પત્ર મળતાં પીતાજીની પાસે ચાલ્યા જસો નહીંતો તુરત જમુ અથવા કોઇ બીજી જગ્યા પર ચાલ્યા જશો ક્ષણ માત્રની પણ ઢીલ ન કરતા. જો તમને મારી સંમતી માન્ય ન હોય તો તમારી ઇચ્છાનુસાર વર્તજો પણ ધ્યાનમાં રાખજો કે પીતાની આજ્ઞા પાળવી એ સંતાનનો ધર્મ છે. જીવન બે દીવસનું છે. તમારે હવે બીજા પત્રની રાહ ન જોવી. જીવતો હોઇશ તો પુનઃ મળીશ નહીંતો નીર્માણ હશે તેમ થશે" શેરસીંહે પોતાનાં નાનાભાઇને આ પત્ર મોકલી ખુલ્લા સ્વરૂપે એક આવાહન પત્ર પંજાબ વાસીઓ જોગો પ્રગટ કરી જણાવ્યું કે "તમામ પંજાબવાસીઓ અને બીજા લોકોથી કાંઇપણ વાત હવે છુપી રહી નથી કે સ્વર્ગીય મહારાજ રણજીતસીંહની વીધવા ઉપર ફીરંગીઓએ કેવા પ્રકારનો અત્યાચાર ગુજાર્યો છે, તેનું જે અપમાન કર્યું છે તથા પ્રજા સાથે ફીરંગીઓએ જે પ્રકારનો નીષ્ઠુર વ્યહવાર ચલાવ્યો છે તેથી પણ કોઇ અજ્ઞાત નથીજ પહેલું પંજાબીઓની માતા સ્વરૂપ મ્હારાણી જીન્દાને દેશનીકાલ કરીને સુલેહની શરતોનો ભંગ કર્યો છે, બીજું રણજીતસીંહના સંતાન જેવા

અમો શીખો પ્રતી એવો અન્યાય અને અત્યાચાર કર્યો છે કે જેથી હમો ધર્મથી પણ ભ્રષ્ટ થઇ ગયા અને ત્રીજું રાજ્યનું અસલ ગૌરવ પણ લુપ્ત થઈ રહ્યું છે. માટે હવે તો સર્વસ્વની રક્ષાર્થે આવીને એક થઇ જાવ" આ પ્રમાણે શેરસીંહ અંગ્રેજોથી વીરૂદ્ધ થઇ ગયો.

તા. ૧૪મી સપટેંબરે સહવારે શેરસીંહે અંગ્રેજ સૈન્યથી જુદા થઇ જઈ મુલતાનના કીલ્લા તરફ પ્રયાણ કર્યું. તા. ૧૩ મી સપટેંબરે રાત્રે મુળરાજને કાગળ લખીને તેણે બીજે દીવસે સહવારમાં મળવાને જણાવ્યું પરંતુ મુળરાજે શેરસીંહની વાત વીશ્વાસપાત્ર ન માની, તે એવા હેતુથી કે શેરસીંહ કોઇપણ કાળે પોતાના પક્ષમાં ન આવે. તેણે શેરસીંહ પોતા સાથે દગો અને વિશ્વાસઘાત કરી રહેલો માની લઈ તેને સેનાની મધ્યમાં પોતાના કીલ્લામાં નહીં રાખતા કીલ્લાની બ્હારના બાગમાંથી કીલ્લાની તોપોની સામે ઉભો રાખવા ફરમાવ્યું. મુળરાજ આટલેથીજ ન અટકયો, પરંતુ તેણે નગરની બહાર શેરસીંહને એક મંદીરમાં લઇ જઇને પવીત્ર ગ્રંથ સાહેબ હાથમાં આપ્યું અને એવા કસમ લેવડાવ્યા કે "તે કોઇપણ પ્રકારનો દગો યા વીશ્વાસઘાતથી વર્તશે નહીં." આટલું કરવા પછી પણ મુળરાજનો સંદેહ દૂર ન થયો, તે પોતાના સૈન્ય સહીત કીલ્લામાં ગયો અને જતી વખતે શેરસીંહને અંગ્રેજ સૈન્યની સામે બાથ ભીડવાની આજ્ઞા આપી. શેરસીંહ મુળરાજને હજુ સંદેહમાંજ ગોથાં ખાઇ રહેલો જોઇ નીરૂપાય થઇ પીતાની મુલાકાત અર્થે મુલતાનથી ચાલી નીકળ્યો. શંકા વીનાશનું મુળ છે. મુળરાજને માલુમ નહોતું કે વહેમમાં ને વહેમમાં કુટાઇને પોતે પોતાનીજ ઘોર ખોદે છે. અને તેમ કરીનેજ પોતે સમસ્ત પંજાબ પતનની સામગ્રી એકઠી કરી રહયો છે. પણ તેમાં એ પણ દોષપાત્ર

શી રીતે કહી શકાય? પરમાત્માને પણ એ વાત રૂચતીજ હતી. પંજાબની સ્વાધીનતાના દીવસો પુરા થઇ ગયા હતા. જે પવીત્ર ભુમીમાં કેટલાએક દીવસ પહેલાં રકતની સરીતા વહેવડાવીને આત્મબળીદાન કરીને સ્વાધીનતા પ્રાપ્ત કરી હતી તેજ પવીત્ર અને પ્રચંડ વીરતાનું એક વખત દર્શન કરાવીને પરાધીનતાની બેડી પ્હેરી લીધી. એમાં મુળરાજ તો શું, પણ શેરસીંહની પણ મતી કે ગતીનો પણ ગજ પ-તો લાગે એમ હતુંજ નહીં. જો પહેલીજ વખતે મુળરાજની વીનતી અનુસાર શેરસીંહ મુળરાજને મળી ગયો હોત તો પંજાબનો ઇતીહાસ કાંઇક બીજાજ સ્વરૂપમાં આલેખાયો હોત પરંતુ થવા કાળ હોય તે કોણ ઉલટાવી શકે ?!

શેરસીંહના અલગ થઇ જવાથી અંગ્રેજ સૈન્યમાં ભારે ભીતી પ્રગટ થઇ બલકે શેરસીંહના છુટા પડવાથી અંગ્રેજ સૈન્યનો એકસ્થંભ તુટી પડ્યા જેવુંજ થયું. તા. ૧૫મી તથા તા. ૧૬મી સપટેંબરે અંગ્રેજ સૈન્યે મુલતાનના કીલ્લાને ઘેરો ઘાલવો તહકુબ રાખ્યો.૧લીથી તા. ૬ ઠી સપટેંબર સુધીમાં નાશ પામેલા અંગ્રેજોની સંખ્યા સરેરાસ-૨૫૨ ની હતી. શેરસીંહના ચાલ્યા જવા પછી પણ લાહોર દરબારના સૈન્યે અંગ્રેજોનો સાથ નહીં છોડયો. શેરસીંહની સાથના માત્ર ચારજ હજાર સૈનીકો અંગ્રેજ સૈન્યનો ત્યાગ કરીને ચાલ્યા ગયા. બાકી જે દરબારી સૈન્ય રહ્યું તે વીદ્રોહીઓની સામે લડી રહ્યું હતું, પરંતુ અંગ્રેજોએ મુલતાનના કીલ્લા ઉપર ચઢાઇ કરવાની પુનઃહીંમત ન કરી. આથી મુળરાજ પણ પોતાનું બળ વધાર્યોજ જતો રહયો. શેરસીંહના ગયા પછી અંગ્રેજ સૈન્યે સપટેંબર માસના બાકી દીવસો ઘડભાંજમાંજ વ્યતીત કર્યા અકટોબરમાં મુળરાજે પોતાના કીલ્લાને ફરીને મજબુત કર્યો. તા. ૧૭

મી અકટોબર સુધીમાં તેના સૈન્યની સંખ્યા ૧૩૧૫૦ ની થઇ ગઈ, તેણે શીખ સેનાની મદદ માટે પ્રાર્થના કરી, જોકે શીખ સેનાએ પ્રાર્થનાનો સ્વીકાર ન કર્યો. આથી તે પછી મુળરાજે કાબુલના પ્રખ્યાત રાજકર્તા દોસ્ત મહમદને મદદ માટે વીનંતી કરી, તેણે તેનો સ્વીકાર કરીને પોતાના પુત્ર હસ્તકનું એક સૈન્યનું દળ મુળરાજની મદદાર્થે મોકલ્યું, આથી મુળરાજનું લડાયક બળ વધી શક્યું. એને તે અંગ્રેજ સૈન્યને સુર્યકુંડ તરફ હાંકી કાઢવાને આગળ વધ્યો.

નવેંબરની ૪થી તારીખે જનરલ વ્હીસે મુળરાજના સૈન્યને મારી હઠાવવા તોપોનો મારો ચલાવ્યો અને અગ્નીનો વરસાદ વરસાવ્યો છતાં પણ મુળરાજનું સૈન્ય આ મારાની સામે બહાદુરીથી બાથ ભીડી રહ્યું. અંગ્રેજ સૈન્યની તમામ કોશીશો વ્યર્થ ગએલી જોઇ લાચાર થઇ જનરલ વ્હીસે ખુલ્લી સંગીન લઈ મુલતાનના સૈન્ય ઉપર હલ્લો કરવા ધાર્યું તા. ૬ઠી નવેંબરે આ ચઢાઇ થઈ, આ લડાઇમાં ભાવલપુરના નવાબ શેખ ઇમામુદીન તથા દીવાન જવાહરીસીંહનું સૈન્ય મુલતાનના સૈન્યની સામે બહુજ વીરતાથી લડયું. આ લડાઇમાં વીજયદેવી મુલતાનીઓથી કુચ કરી ગઈ એટલે અંગ્રેજ સૈન્યના મુકાબલામાં તેઓ આ યુદ્ધમાં ટકી ન શક્યા. જનરલ વ્હીસની સાહયમાં મુંબઇથી ૨૩મી ડીસેંબરે થોડું સૈન્ય મુલતાન આવી પહોંચ્યુ મદદાર્થે આ નવું સૈન્ય આવ્યાથી અંગ્રેજોમાં ઓર ઉત્સાહ વૃદ્ધી પામ્યો. તેઓએ આ મદદને લઇને ફરીને તા. ૨૭મી ડીસેંબરે કીલ્લાપર હલ્લો કર્યો. અંગ્રેજો પાસે આ વખતે જનરલ વ્હીસના સૈન્યમાં શીખ તથા અંગ્રેજ સૈનીકો મળીને ૧૫૬૪૮ સીપાંહો, ૩૦૧૨ ઘોડેસ્વાર અને ૮૧ તોપ હતી. આ લડાઇમાં મુલતાનના કીલ્લા

પર જબરદસ્ત હલ્લો કરવામાં આવ્યો જેથી તેનો બહારનો ઘણો ભાગ અંગ્રેજોને હાથ આવ્યો જેથી કીલ્લામાં મુળરાજ એક રીતે બંદીવાન જેવો થઇ ગયો. તા. ૨૯મી ડીસેંબરે બે હજાર મુલતાનીઓએ ભારે બળ સાથે—ભારે વીરતાથી—અંગ્રેજ સૈન્યપર હલ્લો કર્યો દોઢ કલાક સુધી ઘનઘોર યુદ્ધ જામ્યું અને આખરે મુલતાનીઓએ કીલ્લાનો આશરો લીધો. કમનસીબે ૩૦મી ડીસેંબરે અંગ્રેજ સૈન્યનો એક ગોળો મુલતાનીઓના દારૂખાનામાં જઇ પડયો જેથી પાંચહજાર મણ દારૂગોળો બળીને નાશ પામ્યો. દારૂખાનામાં આવી રીતે આગ લાગ્યાથી ચારે બાજુ ધુમાડો થઇ ઘોર અંધારૂં થઇ ગયું. કીલ્લામાંના માણસોએ તોપ છોડવી બંધ કરી. અંગ્રેજ સૈન્યે આથી હર્ષમાં આવી ઉચ્ચ સ્વરે આકાશ ગજાવી મુક્યું. આ આગમાં ૫૦૦ આદમીઓ મરી ગયા.

સને ૧૮૪૯ની બીજી જાનેવારીએ અંગ્રેજ સૈન્યે તોપોના મારાથી શહેરના બે દરવાજાઓ એક ખુની બુરજ અને બીજો દીલ્હી દરવાજો તોડી નાંખ્યા. જનરલ વ્હીસે બંગાળ સૈન્યને દીલ્હી દરવાજા ઉપર અને મુંબઇવાળા સૈન્યને ખુની બુરજ ઉપર હુમલો કરવા મોકલ્યું જેમાં બંગાળ સૈન્ય દીલ્હી દરવાજે પહોંચી ન શક્યું. પરંતુ મુંબઇવાળા સૈન્યે તો ખુની બુરજ હાથ કરીને ફતેહ મેળવી. બંગાળ સૈન્ય મુંબઇ વાળા સૈન્ય ભેગું મળી જવાથી તેની ફતેહ જલદી થઇ. અંગ્રેજોએ વીના ઢીલે શહેર ઉપર અમલ જમાવી દીધો છે એમ મુળરાજે જ્યારે જોયું ત્યારે તે પોતાના ચુનંદા ૩૦૦૦ યોદ્ધાઓને લઇ કીલ્લામાં ચાલ્યો ગયો. અને તેનું બાકી સૈન્ય રાત્રે કીલ્લાના દરવાજા બંધ જોઇ રાતને સમયે ન્હાસી છુટયું.

સને ૧૮૪૯ની ૩જી જાનેવારીએ અંગ્રેજ સૈન્યે નગરમાં પ્રવેશ કર્યો. મુલતાનની દશા આ સમયે બહુજ શોચનીય હતી. મેજર એડવારડીસ સાહેબે ઘણીજ કરૂણાજનક ભાષામાં લખ્યું છે કે "પ્રતીહીંસાનું આવું ભયાનક ચીત્ર મં ક્યાંયે કદીપણ જોયુ નથી." અંગ્રેજ સૈન્યે કીલ્લાની ઉત્તર અને પશ્ચિમ બાજુએ બીજે દીવસે ઘેરો ઘાલ્યો ચારે બાજુથી ઘેરાઇ જવાથી આત્મ સમર્પણ કરવા સીવાય બીજો માર્ગ મુળરાજને માટે ન રહયો જેથી એડવારડીસ સાહેબ મારફતે શરણે થવા માટેનો સંદેશો મુળરાજે જનરલ વ્હીસને મોકલ્યો. ૬ ઠી જાનેવારીએ જનરલ વ્હીસે વળતા ઉત્તરમાં "અસંભવીત" જણાવતાં જણાવ્યું કે "એડવારડીસ સાહેબે તમોને એ વાતથી વાકેફ કરેલા છે કે જ્યાં સુધી તમો પોતે ન આવો ત્યાં સુધી તમારી કોઇપણ વાત સાંભળવામાં આવશે નહીં." જનરલ વ્હીસના આ વીચાર સાથે મુળરાજ સંમત ન થયો. અંગ્રેજ સૈન્યે કીલ્લાથી બસો ગજ દુરથી ગોળીનો મારો શરૂ કર્યો. ૧૨ મી જાનેવારીએ મુળરાજે પુનઃ પોતાના ભાગ્યને અજમાવી જોવાના હેતુથી અંગ્રેજ સૈન્ય પર હલ્લો કર્યો પરંતુ દુર્ભાગ્યે તે પરાજીત થયો. તા. ૧૪ મીએ અંગ્રેજ સૈન્ય કીલ્લાની ખાહીની ઘણી નજીક જઇ પહોંચ્યું. સેનાપતી વ્હીસને ૧૮ મીએ માલમ પડયું કે તોપોના મારાથી કીલ્લામાં પેસવાના બે માર્ગ થઇ ગયા છે. તા. ૧૯મી જાનેવારીએ રાત્રે મુળરાજે ફરીને એકવાર શરણે થવાની માંગણી પોતાના વીશ્વાસપાત્ર અનુચર મારફતે કરી જેના જવાબમાં સેનાપતીએ આઠ વાગ્યા સુધીમાં શરણે થઇ જવાય તો ઠીક છે એમ કહેવડાવ્યું. મુળરાજે જવાબ ન આપ્યો એટલે તા. ૨૧મીએ સહવારે સેનાપતીએ કીલ્લા ઉપર અધીકાર જમાવવાનો હુકમ કર્યો. મુળરાજ આથી ભારે સંકટમાં ફસાઇ ગયો. કીલ્લાની અંદર રાત્રે અને દીવસે તોપોના મારાનો વરસાદ વરસી રહયાથી

મુળરાજના માણુસો અને પૈસાની અગણીત ખુવારી થઇ જેથી તેને માટે શરણુ થવા શીવાય બીજો કોઇ માર્ગજ ન રહ્યો.

તા. ૨૧મી જાનેવારીએ મુળરાજે સેનાપતીને કહેવડાવ્યું કે હું શરણે થવા તૈયાર છું અને તે માટે મારા વકીલને તમો સમક્ષ મોકલું છું મ્હારી એટલીજ વીનંતી છે કે મારા પ્રાણુ તેમજ સ્ત્રીઓના સતીત્વની રક્ષા થાય. સેનાપતી વ્હીસે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે "લડાઇ પુરી થયા પછી તમારા જીવનની રક્ષા યાતો નાશ માટે તો મારાથી કાંઇ પણ થઇ શકશે નહીં એ બધું ગવરનર જનરલની દયા ઉપરજ લટકેલું છે. પરંતુ તમારી સ્ત્રીઓની રક્ષા કરવાને માટે મારાથી બને તેટલું કરવા બંધાઉ છું"- એ પછી પણ આખી રાત્રી દરમ્યાન કીલ્લા ઉપર ગોળીઓનો વરસાદ વરસતોજ રહ્યો. બીજે દીવસે સૈન્ય જે વખતે કીલ્લા ઉપર અધીકાર જમાવવા માટે ચઢાઇ કરવાનું હતું તેજ વખતે ૯ વાગે મુળરાજ શરણુ થયો. બીજી વખતના ૨૭ દીવસના યુદ્ધના અંતે મુલતાનનો કીલ્લો અંગ્રેજોને હાથ આવ્યો. તા. ૨૨ મી જાનેવારી ૧૮૪૯ ઇ. સ.માં મુલતાનના કીલ્લાના બધા બુરજો ઉપર બ્રીટીશ પતાકા ઉડવા લાગી. મુળરાજને ત્યાંથી લાહોર લઇ જવામાં આવ્યો ત્યાં તેની ત્રણુ અંગ્રેજો સમક્ષ તપાસ ચલાવવામાં આવી તેમાં તે ગુન્હેગાર ઠર્યાથી ફાંસીની સજાનો હુકમ થયો. જે ફેરવી નાંખી કાળા પાણીની સજા ફરમાવવામાં આવી અને ત્યાં મોકલતાંજ માર્ગમાં તેનું મૃત્યુ થયું. કોણ જાણતું હતું કે મહારાજ રણુજીતસીંહ તથા તેના દીવાન સાવનમલની પાછળ થોડા સમયમાંજ મુલતાનની આ દશા થઇ જશે!! મુલતાન અને મુળરાજ બંનેનું પતન આ રીતે એકજ વખતે થયું.

## પ્રકરણ ૧૦ મું.

## શીખોનો પરાજય.



જાબમાં આ સમયે અંગ્રેજ સત્તાને પરીણામે અશાંતીને પવન વાઇ રહયો હતો. અનેક શીખ વીરો મહારાજ રણજીતસીંહના રાજ્ય દરમ્યાનનું પ્રાચીન ગૌરવ નાશ પામતું નીહાળી અંતરમાં ધુંધવાઇ રહયા હતા. તેમની આંખ મુલતાનના ફીતુરથી વધારે ઉઘડી. હજારાના સરદાર ચતરસીંહે હથીઆર ઉંચકયાથી તેના [ઝ]ુંડા હેઠળ અનેક શીખો એકઠા થવા લાગ્યા. વળી શેરસીંહ અંગ્રે-[જો]ની સામે ખડો થયાથી અનેક પંજાબ વાસીઓમાં સ્વદેશ પ્રતીની [પ્ર]ચંડ લાગણી જાગૃત થઈ ગઇ. પેશાવરની સેના જે આગળ અસં[તો]ષી બની હતી અને જે ગુલાબસીંહે અનેક પ્રકારથી શાંત કરી હતી [તે]ણે શેરસીંહની વીરહાકથી આ વખતે શાંતી ગ્રહણ ન કરી પણ તે [શે]રસીંહની વીરહાકથી સામી પડી. આથી પેશાવરનો અંગ્રેજ પેશાવર [છો]ડી ખૈબરઘાટ તરફ ચાલ્યો ગયો. બળવાખોરોએ ગુલાબસીંહ તેમજ [તો]પખાનાના સેનાપતીને કેદ કરી લીધા. આ પ્રમાણે સાધારણ શીખોના [ફ]ીફરવાથી શીખ સરદારો તેમજ જમીનદાર શીખ સૈન્યને ભરોસે અશાંતી [દા]બી દેવા પ્રયત્ન કરી રહયા હતા. રેસીડંટે પણ એ વાત તો સ્વી-[કા]રી હતી કે તા. ૪થી અકટોબર પહેલાં કોઇ સરદાર ફીતુરમાં સામેલ [ન] હોતો. રાજ્યના મોટા મોટા સરદારો વટીક અંગ્રેજોની મદદમાં હતા [૪]૦ લાખ પંજાબ વાસીઓમાંથી વધુંમાં વધુ ૫૦ હજાર શીખોએ અંગ્રેજો પ્રત્યે તલવાર ઉગામી હતી. પરંતુ મુલતાનનો બળવો ડાબી [દે]વામાં લોર્ડ ડલહાઉસીએ ઘણીજ ઢીલ કરી કે જે ઢીલને પરીણામે આટલો બધો અસંતોષ વધવા પામ્યો હતો. આજ લોર્ડ ડલહાઉસીએ

આ અસંતોષ ડાખી દેવા માટે સેના તઇયાર કરવામાં જરાએ હા ના ન કરી, સને ૧૮૪૮ ના નવેંબર માસની ૧૫ મી તારીખે રેસીડંટે મહારાજ દલીપસીંહના આખા રાજ્યમાં લોર્ડ ડલહાઉસીની સંમતીથી એક પત્ર બહાર પાડી તેમાં અગ્રેજોની સામે હથીઆર નહીં ઉઠાવવા વાળાઓને અભય વચન આપી અંગ્રેજ સેનાને ગાડી ટાંગા વીગેરે યુદ્ધમાં ઉપયોગી થઇ પડે એવા પદાર્થ આપવાની આજ્ઞા કરી. તે સાથે વળી આ પત્રમાં અંગ્રેજોની સામે હથીઆર ઉગામવાવાલાને ધમકી પણ આપી. આ પત્ર બહાર પડવા પહેલાં પણ સને ૧૮૪૮ ના અકટોબર માસમાં ફીરોજપુરમાં એક મોટું અંગ્રેજ સૈન્ય આવી પહોંચ્યું હતું. મુખ્ય સેનાપતિ લોર્ડ ગફે સૈન્ય સંચાલનનો ભાર શીર પર લીધો હતો સૈન્યમાં લગભગ ૨૫૦૦૦ સૈનીક અને એકસો એક તોપ હતી. મુલતાનથી શેરસીંહ જ્યારથી વીફર્યો ત્યારથી તેની લડાયક સેનાનું બળ પણ વધીને લગભગ ૪૨૯૧ જેટલું થયું હતું. તા. ૧૩મી નવેંબરે લોર્ડ ગફ લાહોર જઇ પહોંચ્યો. ત્યાં બે દીવસ રહી તે લાહોરથી ચાલી નીકળ્યો પરંતુ દલીપસીંહની મુલાકાત ન લીધી. અને રેસીડંટ તથા સેનાપતીના સન્માનાર્થે મીઆંમીરમાં તેમની મૂલાકાત લીધી.

તા. ૨૨મી નવેંબરે સહવારે બ્રીગેડીઅર કરનલ કમ્બલ તથા કોર્ટીઅનને રામનગર જવા ગફ સાહેબે ફરમાવ્યું. તેઓ ત્યાં ગયા તો ત્યાં શીખ સૈન્યનું નામનીશાન સરખુંએ દ્રષ્ટીએ ન પડ્યું. અંગ્રેજો શીખોની આ રીતથી ભારે તાજુબી પામ્યા. બારીક તપાસને અંતે શીખસૈન્ય દ્રષ્ટીએ પડ્યું- જે નીહાળી અગ્રેજોએ તોપો છોડી, પરંતુ તે ગોળા વ્યર્થ ગયા. એક પણ ગોળો શીખ સૈન્ય પર ન પડ્યો ! આથી અગ્રેજ સૈન્યે શીખોની વધુ નજીક જઈ ગોળાનો વરસાદ વરસાવવો શરૂ કર્યો, પરંતુ પુનઃ અંગ્રેજ સૈન્યનો બ્હાર તો વ્યર્થજ ગયો. અગ્રે-

જ સૈન્યે આગળ જઈ શીખ સૈન્ય પર ગોળાનો મારો ચલાવવા ઇચ્છયું પરંતુ શીખોએ પોતાની તોપ દ્વારા અંગ્રેજોને હંફાવવા માંડયા. અંગ્રેજો શીખોનો આ તાપ સહન કરવા સમર્થ ન થયા. અને બે તોપ અને કેટલીકએક લડાયક સામગ્રી છોડી ન્હાસી છુટયા.

પહેલાજ હલ્લામાં અંગ્રેજોને હાર મળ્યાથી લોર્ડ ગફ એટલે સુધી ગભરાઇ ગયો કે તેનામાં પુનઃ હલ્લો કરવાની હીંમત સરખીએ ન થઈ. તેણે પોતાની સેના મધ્યેના મુખ્ય મુખ્ય સરદારોની સલાહથી છાવણી છોડવી ઉચીત માની. બ્રીટીશ સૈન્ય ન્હાસભાગમાં પડયું, જેનો શીખોએ પીછો લઇ યુદ્ધને માટે આવાહન કર્યું. કેટલાક અંગ્રેજોને શીખોનાં આ આવાહનથી લાગી આવ્યું. આ સ્વમાનશાળી અંગ્રેજોમાં વીલીયમ હૈવલાક મુખ્ય હતો, કે જેણે પેનીનસુલા તથા વોટરલુના લડાઇના મેદાનમાં પોતાની બહાદુરી બતાવી સારી કીર્તી પ્રાપ્ત કરી હતી, તેને શીખોનું આ આવાહન બહુજ ખરાબ લાગ્યું. અને શીખોનો ગર્વ ઉતારવા મુખ્ય સેનાપતીની આજ્ઞા માગી જે ઉપરથી લોર્ડ ગફે યોગ્ય લાગતું હોય તો હલ્લો કરો એમ જણાવ્યું. આથી કોઇ પણ પ્રકારની ઢીલ કર્યા વીના હૈવલાકે ઘોડાની પીઠપર સવાર થઇ બે ઘોડેસ્વાર સેનાને લઇને પૂર્ણ ઝડપે વીજળી શીખો ઉપર હલ્લો કર્યો. શીખોએ બહાદુરીથી એ હલ્લાની સામે થઇને પોતાની તલવારના બળથી અનેક અંગ્રેજોને કાપી નાંખ્યા, પરંતુ હૈવલાક કે જે પોતાના ઘોડાપર સ્વાર થઇ નીકળેલો હતો તેણે અત્યંત સાહસ ખેડીને શીખ સૈન્યના બનેલા વ્યુહને ભેદી નાંખી પોતાના સાથીઓને પોતાની પાછળ આવવા ફરમાવ્યું. વીનાશકાળે વીપરીત બુદ્ધી ! આ મુજબ હૈવલાકની દશા થઇ ! શીખ-સૈન્યે તેને આગળ વધતો જોઇને તોપના ગોળાનો વરસાદ વરસાવ્યો, જેને પરીણામે હૈવલા-

કને હંમેશને માટે આ દૂનીયાથી વીદાય લેવી પડી. અંગ્રેજ સૈન્યના બીજા પણ ઘણા વીરો ઉપરાંત ૨૩૦ સૈનીકો માર્યા ગયા; આ પ્રમાણે રામનગરની લડાઇનો અંત આવ્યો. આ યુદ્ધમાં કેટલાએ અંગ્રેજ શેરસીંહને હાથે કેદ પકડાયા, પરંતુ શેરસીંહે આ સમયે પણ પોતાની ઉદારતાનો સારો પરીચય કરાવ્યો. કેદ પકડાયલા અંગ્રેજોને તેણે ખવાડી પીવાડી તેમને તંબુએ પહોંચાડયા. વાહ! ઉદારતાનું આ કેવું સુંદર જીવતું જાગતું દ્રશ્ય!

રામનગરના યુદ્ધને એક અઠવાડીયું થયા પછી લોર્ડ ગફે રામનગરથી ત્રણ ગાઉ દુર છાવણી નાંખી. ત્યાં મોટી મોટી તોપો મંગાવવાની તે વ્યવસ્થા કરવા લાગ્યો. તા. ૨૪ મીએ એ મોટી તોપોમાંની કેટલીએક ત્યાં આવી પણ ગઇ. બીજી ડીસેંબરે લોર્ડ ગફે શેરસીંહની સેના ઉપર હલ્લો લઇ જઇને બંને બાજુએથી હુમલો કરવા ધાર્યું. પેનિનસુલાની લડાઇમાં સુવિખ્યાત થએલા રણવીર મેઝર જનરલ સર જોસેફ થાકવેલે ચેનાવ નદીની પેલેપાર જઇને હુમલો કરવાનું ઠરાવ્યું, અને ખુદ સેનાપતી જાતે શેરસીંહની સામે લડે એવી યોજના કરી. ઉપરાંત લોર્ડ ગફે શીખ સેનાને નિસ્તેજ કરવા માટે એક બીજો ઉપાય એવો પણ શોધી કાઢયો કે શિખ સૈન્યમાંના પુરબિયા સૈનીકોને દ્રવ્યની લાલચમાં લપટાવી તેમને પોતાની સાથે મેળવી લેવા. ડીસેંબર માસની બીજી તારીખે સાત હજાર સૈનીકોની સેના સાથે શેરસીંહના સૈન્ય ઉપર હુમલો કરવા માટે થાકવેલ ચેનાવ નદીની પેલેપાર વજીરાબાદ સુધી પહોંચી ગયો. અને સહવારે શિખ સૈન્ય ઉપર ગુપચુપ છુપો હુમલો કરવાને માટે તૈયાર થઇ રહેવાને ફરમાવ્યું. થાકવેલની આ પ્રકારની ચાલાકી અને યુકતીથી શેરસીંહ વાકેફગાર થઇ ગયો જેથી સેનાપતી લોર્ડ ગફના સૈન્યની સામે રામનગરમાં ધસારો કરવા માટે થોડું સૈન્ય રહેવા

કઇ શેરસીંહે પોતે થાકવેલ ઉપર હુમલો કરવાને આથી નીકળીને લોર્ડ ગફની લડાયક કુશળતાને વ્યર્થ કરી દીધી. આ પ્રસંગે શીખોમાં પણ દેશદ્રોહીઓનો કાંઇ તોટો ન હતો, કોઇ દેશદ્રોહી શીખ ઘોડેસ્વારે થાકવેલને શેરસીંહના આ વીચારથી વાકેફ કરી દીધો એટલે થાકવેલ તો તે સાંભળતાંજ સ્તબ્ધ થઇ ગયો અને ગભરાટના માર્યા પોતાના સૈન્યને બહુજ સંભાળથી આગળ વધવા જણાવી દઇને એ હકીકતથી મુખ્ય સેનાપતી લોર્ડ ગફને પણ વાકેફ કરી દીધો. લોર્ડ ગફે તેને પ્રત્યુત્તરમાં બ્રીગેડીઅર ગૌડવેલને સૈન્ય લઈ મદદે મોકલતો હોવાનું જણાવી તે આવી પહોંચે તે દરમ્માન શીખોની શામે નહીં થવાની સુચના આપી; આથી થાકવેલ સાહેબ જ્યારે ગૌડવીલના આવી પહોંચવાની આ પ્રમાણે રાહ જોઇ રહયો હતો; તેવા સમયમાં દાવ સાધવાને શેરસીંહ તેની સામે ચઢાઇ કરવા આવી પહોંચ્યો. થાકવેલે લડાઈમાં ઉતરતાં સેનાપતીની આજ્ઞાનું અવલંબન થવાનો ભય, તેમજ પોતાના સૈન્યની પણ સારી સ્થીતી નહીં હોવાને લઇને લડાઈમાં ઉતરવું અયોગ્ય માની લઇ જે બાજુથી ગૌડવીલ મદદ લઇ આવવાની વકી હતી તે બાજુ તે કુચ કરી ન્હાસવા મંડયો. પરંતુ શેરસીંહે પોતાનું સૈન્ય એવી રીતે છોડયું કે જેથી તેણે સૈદૂલાપુર પાસે જઇ થાકવેલના સૈન્યને ઘેરી લીધું અને ત્યાં તેના ઉપર તોપના ગોળાનો મારો શરૂ કર્યો. શરૂઆતમાં તો થાકવેલે પોતાના સૈન્યને ત્યાંજ થોભાવ્યું; પરંતુ પાછળથી અગ્રેજ સૈન્યની સામે એક મોટું વિશાળ ક્ષેત્ર તેની દ્રષ્ટીએ પડયું. જેથી તેણે તેની આડમાં રહી લડવું યોગ્ય ધાર્યું, કેમકે દૂશ્મન સૈન્ય ઘણું નજીક હતું. આ ક્ષેત્રની પાસે કમમાં કમ ચાર્સો હાથ દુરથી લડવા માટે એક યોગ્ય સ્થાન હતું. અંગ્રેજ સૈન્યને પાછળ હઠતું નીહાળી શીખો

આનંદમાં આવી બુમો પાડવા મંડયા કે ફીરંગીઓ ન્હાસી છુટે છે. બપોર પછી બે વાગતાના અરસામાં શીખ સૈન્યે અંગ્રેજ સૈન્ય ઉપર ભારે હુમલો કર્યો, જેની સામે ઓછામાં ઓછા બે કલાક પર્યંત અંગ્રેજ સૈન્ય ટકકર ઝીલી રહ્યું, અને વચ્ચે વળી એકવાર શીખોની સામે વજ્ર સમાન જોરથી ધસારો કર્યો, પરંતુ શીખોએ અંગ્રેજોના એ ધસારાને પણ ધીરજથી મારી હઠાવ્યો. આ ધસારામાં શીખોને તો કાંઇ નુકસાન ન થયું પરંતુ ઉલટી અંગ્રેજ સેનાનીજ ખુવારી થઇ. જેથી થાકવેલ સાહેબે ગોડવીન આવી પહોંચે તે દરમ્યાન દુશ્મનોની સામે લડાઇમાં ઉતરવું કે કેમ તેના સંબંધમાં મુખ્ય સેનાપતીને લખી જણાવ્યું.

દીવસ પુરો થઇ સુર્યાસ્તનો સમય થઇ રહયો હતો તેવા સમયે રાત્રે વધુ ખુવારી થવાના ભયથી તેમજ પહોંચી નહીં શકવાના સંદેહને લઇને થાકવેલ સાહેબે ત્યાંથી હઠાંગરી કરવી ઉચીત માની. આ બાજુ શેરસીંહે પણ રાતને સમયે લડાઇ કરવી ઉચીત ન માની યુદ્ધમાં શેરસીંહની કાંઇપણ હાની ન થઇ. તે પોતાના સૈન્ય તેમજ તોપોસહ ચેનાવ નદીના દક્ષીણ પુલથી હટીને જેલમના દક્ષીણ પુલની આગળ ચાલી આવ્યો. આ લડાઇમાં મુખ્ય સેનાધીપતી ગફ્સાહેબની લડાયક કુશળતા તમામ વ્યર્થ ગઇ છતાંએ પોતાના વીજયની તોપ મારતાં તેને સંકોચ ન થયો. જોકે એ સમયના ઇતીહાસના લખનારાઓએ તો સ્પષ્ટતાથી આ યુદ્ધમાં અંગ્રેજોની હાર અને શેરસીંહનો વિજય વર્ણવ્યો છે.

સઇદુલાપુરના યુદ્ધ પછી ચાલીસ દીવસ સુધી લોર્ડ ગફ યુદ્ધનું સાહસ ન ખેડતાં લુસરી નામના સ્થળે પડાવ નાંખી રહયો. ૧૦મી જાનેવારી ૧૮૪૯ના દીવસે ગફ લસુરી નામના સ્થળેથી ચાલ્યો ગયો ત્યાં ૨૫ હજારની સેના તેના ઝુંડા હેઠળ એકઠી થઇ. ૧૨મી જાનેવારીએ લસુરી નામના સ્થળે તેણે છાવણી બનાવી જ્યારે શેરસીંહે દીર્ઘદ્રષ્ટી

વાપરીને ચાર કોસ દુર રસુલ નામના સ્થળે ૨૩ હજારની સેના એકઠી કરી. શીખ છાવણીની પાછળ જેમલ નદી વહેતી હતી જ્યારે સામે નાનું જંગલ હતું, જેથી અંગ્રેજોને શીખોની લડાયક તૈયારીનો પત્તો મળી શકતો નહોતો. શેરસીંહની આ લડાયક કૌશલ્યતા જોઇ લોર્ડ ગફ ચકીત અને સ્તંભીત થઇ ગયો. તેણે જોયું કે શીખ સેનાના જમણા ભાગપર ચઢાઇ કરવામાં આવે અને પાછળથી માર્ગ રોકીલેવામાં આવે તો શત્રુ ન્હાસી છુટી નહીં શકે એવી વ્યવસ્થા છે.

૧૩મી જાનેવારીએ સહવારે અંગ્રેજ સેના હલ્લો કરવા માટે આગળ વધી, કેટલાક ગાઉ ચાલી ચીલીયનવાળાના મેદાનમાં પહોંચી. મુખ્ય સેના નાયક લોર્ડ ગફે બીજે દીવસે સહવારે હલ્લો કરી શીખ સેનાપર મારો ચલાવવા ધાર્યું પરંતુ શેરસીંહે અંગ્રેજોને તે તક મળવા ન દેતાં ધીરે ધીરે પોતાનું સ્થાન છોડી અંગ્રેજ સેનાપર હલ્લો કર્યો, પ્રધાન સેનાપતી ગફ આથી દીંગ થઇ ગયો. અંગ્રેજ સેનામાં ક્રોધની સીમા ન રહી. તેણે શીખોપર બે કલાક પર્યન્ત તોપોના ગોળાનો વરસાદ વરસાવ્યો પરંતુ શીખોએ મચક ન આપતાં અચળપર્વતની માફક તેઓની સામા ખડા રહયા. મોખરા ઉપર બ્રીગેડીઅર જનરલ કોલીન કેમ્બલની પલટણને રાખી. તેના બે ભાગ કરી બીજો ભાગ પેનીકુહેક નામના અંગ્રેજને સોંપવામાં આવ્યો પહેલો ભાગ હગનસાહેબ દ્વારા કેમબલ સાહેબના આધીનપણામાં રખાયો તેણે બહાદુરીથી શીખોપર હલ્લો કર્યો. થોડાજ સમયમાં તેમણે શીખ તોપોના મોંહ ખીલાથી બંધ કરી ભારે ભય ઉપસ્થીત કર્યો પરંતુ શીખો તો પોતાની વીરતા બતાવવામાં પાછા ન હઠયા, તેમણે પોતાની તલવારનો આસરો લઇ તે દ્વારા બહાદૂરીથી અંગ્રેજોની સામે થઇને તોપના મોંહમાં અંગ્રેજોએ લગાવેલા ખીલા કાઢીનાખ્યા આ સમયે

જે જે અંગ્રેજો ખીલા ઠોકવાના હેતુથી આગળ આવતા ગયા તેમને તલવારના બળથી સાહરે ઘાટના કીનારાની પાર કરી તોપોનો પુનઃ મારો શરૂ કર્યો. આ આગળ વધનારામાં કૅમ્બલ પણ હતો. જેને એક શીખ તોપચીએ ઘાયલ કર્યો, જોકે નસીબ સંજોગે તેની રક્ષા તો થઈ જે વખતે શીખસીપાહીએ કૅમ્બલને મારવા માટે તલવાર ઉગામી તે સમયે તેની તલવાર રોકવાનો વીચાર કરવામાં આવ્યો હતો પરંતુ શીખ સીપાહની તલવારના ભીષણ આઘાતથી તે ગોરા સીપાહની તલવાર કપાઇ ગઇ, અને કૅમ્બલ સખત ઘાયલ થયો. આ બધી મુસીબતો સહન કરતા પણ કૅમ્બલને ફતેહ મળી. શીખોની ચાર તોપ તેને હાથ લાગી. આ યુદ્ધમાં ૩૬ અને ૪૬ મી દેશી પાયદળ રેજીમેંટ અતીશય શૌર્યથી લડી, પોતાની વીરતા દર્શાવી ઓપી.

કૅમ્બલ સાહેબને તો વીજય મળ્યો પરંતુ પેનીકુહકની માઠી દશા થઇ. તેણે શીખો પર મોટી સેના સહ ચઢાઇ કરી હતી. શીખોએ તોપનો ભારે મારો અંગ્રેજ સેના પર ચલાવી તલવારના બળથી શત્રુ સેનાને રોકવા માંડી. જેથી અંગ્રેજ સૈન્ય ટકી ન શકયું અને પેનીકુહક પોતાના પાંચસે સાથીઓ સાથે સદાને માટે રણભુમીમાં સુતો. અંગ્રેજોની પતાકા શીખોને હાથ ચઢી. કૅમ્બલની સેનાને બે ભાગમાં વહેંચી શીખ સેના પર બે સ્થળો પર અંગ્રેજ સેનાએ હલ્લો કર્યો તે સાથે બીજા બે સ્થાનો પર સર જોન ગીલબર્ટની પાયદળ સેનાએ પણ શીખો પર હુમલો કર્યો. એક ભાગમાં બ્રીગેડીઅર ગૉડવી અને બીજામાં બ્રીગેડીઅર મોન્ટે સંચાલકો હતા. કેટલોક વખત સુધી તો શીખો ગૉડવીની સેનાની સામે થયા પરંતુ પાછળથી ન્હાસ ભાગમાં પડયા. અને અંગ્રેજોને હાથે શીખોની ચાર તોપ ચઢી. ગીલબર્ટની સેનાએ શીખોનો પીછો ન લેતાં પોતાના દુઃખી સૈનીકોની સારવાર કરવી ઉચીતમાની અને

તેઓ જ્યારે પોતાના ઘાયલ અંગ્રેજ સૈનીકોને ઉઠાડી મોકલવામાં રોકાયા હતા તેવા સમયે શીખોએ પાછા આવી હલ્લો કરીને અંગ્રેજ સેનાનો ન્હાસવાનો માર્ગ પણ બંધ કર્યો જોકે કપ્ટાનડેન પોતાની સેના સાથે સાથમાં આવી લાગ્યાથી ગીલબર્ટ સેનાની બહુ અધોગતી ન થઇ. ગીલબર્ટ અને ડેનની સેનાએ મળીને શીખો પર અગ્નીનો મારો ચલાવ્યો, થોડા સમય પર જે શીખો અંગ્રેજ સેનામાં મહા પ્રલય ઉપસ્થીત કરવા ઇચ્છતા હતા તેને સ્થાને તે મહા પ્રલય પોતાના ઉપરજ થયો.આથી શીખો નાસી છુટયા, જેથી અંગ્રેજોને હાથ શીખોની ત્રણ તોપ આવી. આ બાજુ બ્રીગેડ ગૌડવીનની સેનાએ પાંચ તોપ શીખોની છીનવી લીધી. એટલું તો ખરું કે શીખોએ અંગ્રેજસેનાપર તોપનો મારો ચલાવીને અગ્નીની જ્વાળા ભભકાવીને.વીરતા બતાવીને પરીચય તો એવો કરાવ્યો કે જેથી ગૌડવીનીસેના શીખોની સામે ટકી ન શકી.મહારાજપુરની લડાઇમાં જે વીજયધ્વજો મહારાષ્ટ્રીઓ પાસેથી અંગ્રેજોએ હાથ કરેલા તે આ યૂદ્ધમાં શીખોએ હાથ કર્યા. પોતાના સાથીઓનો પરાજય થતો જોઇને ૩૦ મી દેશી પૈદળ ફોજ શીખોની સામે આગળ વધી પરંતુ શીખોનો માર સહન કરવા તે અસમર્થ નીવડી લડાઇમાં અંગ્રેજોના ૧૯ અફસર અને છસો સઇનીક પાયદળ સેનાના માર્યા ગયા. ત્યારે ઘોડેસ્વાર સેના કેવી વીરતાથી લડી તે આપણે જોઇએ.

પેનીનસુલા યુદ્ધના રણવીર મેજર જનરલ સર જોસફ થાકવેલે શીખ સેનાપતી અતરસીંહના વીભાગપર હલ્લો કર્યો. આ સેના વીભાગમાં શેરસીંહ મોખરે હતો. થાકવેલે પોતાને હસ્તકના યુનીટ નામના અફસરને ત્રીજી અને પાંચમી ઘોડેસ્વાર સેના લઇ અતરસીંહની સામે મોકલ્યો. તેણે શીખોનો લડાયક વ્યુહ તોડવાને તો ઇચ્છયું પરંતુ શીખો

તેની સામે વીરતાથી થયાથી કેટલાક અંગ્રેજો ભોંય ભેગા થયા અને ખુદ ગુનીટના શીર ઉપર પણ એક શીખે તો તલવાર ચલાવી પણ સુભાગ્યે પાસે ઉભેલા એક અંગ્રેજ સૈનીકે તે તલવાર કાપી નાંખી પરંતુ બીજા કોઇએ પાછળથી પીઠમા તલવાર ભોંકી જેથી તે કરપીણ રીતે ઘાયલ થઇ મૃત્યુના મુખમાં જઈ પડયો. શીખોએ બહાદુરી એટલી બધી બતાવી કે જેનું વર્ણન કરતાં મેજર થાકવેલનો એડીકાંપ પોતાના નેરેટીવ ઓફ સેકંડ શીખવોર ( Narrative of the Second Shikh War) નામના પુસ્તકમાં લખે છે કે "મને એવું લાગવા માંડયુ હતું કે મારી સેનાનો એકપણ મનુષ્ય આ લડાઇમાં જીવતો નથી રહયો."

અંગ્રેજોએ આથી પણ નીરાશ ન થતાં શીખો ઉપર મજબુતીથી હુમલો કર્યો. લોર્ડ ગફે સેનાના બે ભાગ કરીને કરનલ પોપની સરદારી હેઠળ ચાર ઘોડેસ્વાર રેજીમેંટોને શીખો ઉપર હલ્લો કરવા મોકલી જેમાં એક ભાલાવાળી ઘોડેસ્વાર પલટણ પણ હતી. શીખોએ આ પલટણને પણ ભારે વીરતાથી મારી હઠાવી, શીખોએ ભાલાવાળા અંગ્રેજોને ઢાલના રક્ષણથી નકામા કરી દઇ તલવારના બળથી અંગ્રેજ ઘોડેસ્વારોને ભોંય ભેગા કર્યા. થાકવેલ સાહેબ Narrative of the Second Shikh War' નામના પુસ્તકમાં શીખોની વીરતા વર્ણવતાં લખે છે કે "એક પાયદળ શીખ સીપાહ ત્રણ અંગ્રેજ ઘોડેસ્વારને કાપી નાંખતો હતો."

શીખોની આ બહાદૂરી ભરી લડતથી અંગ્રજોનાં ટાંટીઆ હચમચી ઉઠયા. લડાઇના મેદાનમાં અંગ્રેજ સેનાના યોદ્ધાઓની લાસોનો ઢગ વળ્યો. અંગ્રેજ ઘોડેસ્વાર સેનાનો સેના નાયક લેફટેનંટ પોપ પણ એક શીપાહની તલવારથી હંમેશને માટે આ દૂનીઆ છોડી ગયો અને સેનાપતી વીનાની અંગ્રેજ સેના ન્હાસભાગમાં પડી. શીખોએ તેમની

પુંઠ પકડી અને અંગ્રેજ સેનાના જે કોઇ માણુસ મળે તેને તલવારના જોરથી યમ દ્વારમાં પહોંચાડતા રહયા. જખમીની સારવાર કરનાર ડાકટર પણ બચ્યો નહીં. અંગ્રેજ સેનામાં એટલો બધો ગભરાટ ફેલાઇ ઉઠયો કે જેથી સરસામાન પણ જ્યાનો ત્યાંજ તેઓએ પડતો મુકયો, તોપોની પણ સંભાળ લેવાની શુદ્ધસાન ન રહી તેમ લોર્ડ ગફ સમક્ષ પહોંચવાને માટે પહેલા ભાગમાંના કોઇપણ ઘોડેસ્વારે આગળ કે પાછળથી ઘોડા ઉપરથી ઉતરી થોભી જવાનું પણ ન વીચાર્યું. મેજર ક્રીસ્ટી તોપ લઇને નાઠો પરંતુ માર્ગમાંજ શીખોએ તેને તથા તેના સાથીઓને તલવારના જોરથી રણક્ષેત્રમાંજ પુરા કર્યાને તોપ લઈ આગળ વધ્યા જેથી ઘણાએ અગ્રેજોએ જંગલમાં ન્હાસી છુટી પ્રાણુની રક્ષા કરી. તોપચાઓના રક્ષણાર્થે કેટલાક અંગ્રેજો સંગીન લઇ શીખોને અટકાવવાસામા થયા પરંતુ સંગીન તેમની તેમના હાથમાંજ રહી ગઇ અને હંમેશને માટે તેઓ ઉલટા આ દુનીઆ તજી ગયા. સેનાપતી ગફને પણ પોતાનો મુકામ હવે સુરક્ષીત ન લાગ્યો શીખો ભારે વેગથી આગળ વધી રહયા હતા જેથી ભય પામીને અંગ્રેજ સેનાના અનેક બહાદૂર વીર સૈનીકોએ લોર્ડ ગફને રણક્ષેત્ર છોડી ન્હાસી છુટવાની સંમતી આપી પરંતુ તેણે સ્થાન ભ્રષ્ટ થવું યોગ્ય ન ધાર્યું તેના અંગરક્ષકોએ ભારે વેગથી તોપો છોડી જેથી સ્થાન પરથી તે હઠયો નહીં. આ પ્રમાણે ઘોડેસ્વારોના હુમલાનું પરીણામ અંગ્રેજ સેનાની નાસ્તીમાં આવ્યું.

શીખો માટે ખરૂં કહીએ તો આ દીવસ ભારે ગૌરવ યુક્ત હતો. પેનીનસુલાના યુદ્ધમાં જે ઘોડેસ્વાર સેનાએ મહાવીર નેપોલીઅનને હરાવ્યો હતો તેજ ઘોડેસ્વાર સૈન્ય શીખોની સામે ઉભું રહી શક્યું નહીં એજ યુદ્ધના વીજય સ્વરુપની જે પતાકા અંગ્રેજોને હાથ હતી

તે શીખોને હાથ ગઇ છતાં પણ લોર્ડ ગફ નાહીંમત ન થયો. તેણે પુનઃ એકવાર શીખોને મારી હઠાવવાને પ્રયત્ન કરતાં બ્રાઇડ અને વ્હાઇટને ડાબા જમણા મોરચા માંડવા ફરમાવ્યું. તેમણે આકાશને પણ ગજાવે તેવી તોપોનો મારો ચલાવ્યો ને શીખો ઉપર હુમલો કરવા આગળ વધ્યા. શીખ સેનાની અતરસીંહની તોપો કેટલોક વખત દરમ્યાન બંધ થઇ ગઇ જે જોઇને બ્રાઇડ સાહેબે માન્યું કે પોતાની તોપથી તે બંધ થઇ ગઇ છે, પરંતુ અલ્પ સમયમાંજ તેની તે માન્યતા ખોટી પડી. અતરસીંહની તોપોએ ભીષણ અગ્નીનો વરસાદ વરસાવવા માંડયો શીખોએ છોડેલા તોપના ગોળાનો આ પ્રહાર વ્યર્થ ન ગયો. અંગ્રેજો શીખોનો મારો સહન કરવા અસમર્થ નીવડ્યા અને ઘણાએ અંગ્રેજ જોધ ભેગા થયા અને તેમની તોપોની ગતી ધીમી પડી અંગરેજ સેનાને ભારે મુસ્કેલી વચ્ચે શીખોની વીરતાની સામે ખડા રહેવું પડયું પાંચ વાગે યુદ્ધની સમાપ્તી થઇ અને બહાદુર સઇનીકોના રક્તથી રંગાએલી પૃથ્વી ઉપર અંધકારે પોતાનો અધીકાર જમાવ્યો.

રાત્રી થતાં અંગ્રેજ સેનામાં પોતાની નીસ્ફળતાને લઇને વધુ ગભરાટ ફેલાયો. અને વધારે ક્રોધીત થઇ શીખોપર રાત્રે હલ્લો કરવો કે નહીં તે સંબંધી પરસ્પરમાં વીચાર ચલાવવામાં આવ્યો. લોર્ડ ગફે કોઇ કોઇવાર લડાઇના મેદાનમાંથી પાછા હઠવાનો વિચાર પણ જણાવ્યો પરંતુ સર કૉલીન કેમ્બલે કહયું કે "શું મારા મૃતક સેનીકોને શીખોને હાથ સોંપીને ચાલ્યો જાઉં એતો કદી પણ ન બને" રાત્રી વધુને વધુ અધીકાર જમાવતી રહી. અને તેથી લડાયક સામગ્રી જે જ્યાં ત્યાં પડી હતી તેની રક્ષા કરવાનું ભારે મુસ્કેલી ભર્યું થઇ પડયું. અંતમાં લોર્ડ ગફે રણક્ષેત્ર ત્યાગ કરવાનુ ઉચીત માનીને તે પોતાની સેનાસહ ચાલ્યો

નીકળ્યો. જતાં જતાં અંગ્રેજ સેનાની છ મોટી તોપો ઉપરાંત લડાયક સામગ્રી અને ઘણીએ વીજય પતાકાઓ લડાઇના મેદાનમાં પણ રહી ગઇ. શીખોએ અંગ્રેજોની આ દશા નીહાળી છતાં હુમલો ન કર્યો, તેનું કારણ જાણાતું નથી. શીખોએ રાત્રે અંગ્રેજ સેનાની બધી તોપો એકઠી કરી, યુદ્ધમાં મરણ પામેલ સૈનીકોને અગ્ની દાહ કરી લડાઇના મેદાનથી દોઢ ગાઉ દુર પોતાનો પડાવ નાંખ્યો. બીજે દીવસે સહવારે અંગ્રેજોએ ચીલીયાનવાલાના રણક્ષેત્રમાં જઇને જોયું તો પોતાની છુટી છવાઇ પડેલી સામગ્રીમાંથી કાંઇ ન જોયું. શીખોને મોટી તોપ સાથે બાર નાની તોપ પણ હાથ લાગી હતી. ચિલીયાનવાળાના આ અઢી કલાકના યુદ્ધમાં શીખોને હાથે અંગ્રેજોના ૮૯ સેનાપતી અને ૨૩૫૧ સૈનીક માર્યા જઇ ૧૨ નાની અને છ મોટી તોપ શીખોને હાથ લાગી.

ચીલીયાનવાળાના યૂદ્ધમાં શેરસીંહે પોતાને મળેલા વીજયથી વીજય સુચક તોપનો ધ્વની કર્યો. લોર્ડ ગફ આ વીજય ધ્વની સહન ન કરી શકયો. તેથી તે પોતાની વીજય ઘોષણા કરવામાંથી પૂર્ણ પરાજીત થવા છતાંએ પાછો ન હઠયો ! વળી લોર્ડ ડલહાઉસીએ પણ દરેક તોપ ખાનામાંથી એકસો એક તોપ છોડીને વીજય સન્માન કરવા ફરમાવ્યું ! જોકે કેટલાએ સત્યનિષ્ઠ અંગ્રેજ ઇતીહાસના લખનારાઓએ તો શીખોના આ વીજય માટે મુકત કંઠે પ્રસંસા કરીને અંગ્રેજ સેનાનો પરાજય સ્વીકાર્યો છે. સર એડવીન અરનલ્ડે " બ્રીટીશ હીંદનો લોર્ડ ડલહાઉસીનો રાજવહીવટ " નામના પુસ્તકમાં લખ્યું છે કે " જો શીખોએ અંગ્રેજોની સામે એક વધુ જીત મેળવી હોત તો પંજાબમાંથીજ નહીં પણ બ્રીટીશ હીંદમાંથી પણ અંગ્રેજોને હાથ ધોઇ નાંખવા પડયા હોત ! " અનેક હોશી અંગ્રેજોએ ચીલીયાનવાળાનું યુદ્ધ શીખોના ગૈર-

વને ૧દ્ધીગત કરનાર આલેખ્યું છે. સને ૧૮૪૯ ના કલકત્તા રીવ્યુના પાને ૨૮૬ માં લખ્યું છે કે "ભારતમાં અંગ્રેજો જેટલી લડાઇ લડ્યા તેમાં ચલીયાનવાળાનું યુદ્ધ ખુનખાર હતુ." સર લેપીલ ગ્રેફીએ "ધી રાજા ઓફ ધી પંજાબ' નામના પુસ્તકના પહેલા પાનાપર આલેખ્યું છે કે "ચીલીઆનવાળાનું યુદ્ધ અફઘાનીસ્તાનની મહાભયાનક હત્યાના સમાન અંગ્રેજોને માટે અતી ભયાનક હતું" જનરલ કનીંગહામે આ યુદ્ધની સરખામણી સીકંદર અને પૌરસના યુદ્ધની સાથે કરી છે. શીખોના આ યુદ્ધનું પરીણામ નીહાળી સાત સમુદ્રપાર ઇંગ્લંડમાં રહેવાવાળા અંગ્રેજોના હૃદય પણ કંપી ઉઠયા હતાં. ડયુક ઓફ વેલીંગટન સરખો સાહસીક મહાનવીર પણ લડાઇનું આવું પરીણામ નીહાળી ભયભીત થઇ ગયો હતો. "હીસ્ટરી ઓફ ધી સીપાઇ વોર" વોલ્યુમ બીજું પાને ૪૧૯ માં આલેખ્યું છે કે "બ્રીટીશ તોપો આ યૂદ્ધમાં શીખોને હાથ લાગી. અંગ્રેજ પતાકાઓથી ખાલસા સેનાનું ગૌરવ વૃદ્ધી પામ્યું હતું અને બ્રીટીશ ઘોડેસ્વાર સેનાને પરાજીત થઇ પોતાના પ્રાણની રક્ષાર્થે ન્હાસી છુટવું પડ્યું હતું." ઈંગ્લંડમાં આથી બહુ ભારે ખળભળાટ થયો અને મુખ્ય સેનાપતી લોર્ડ ગફને ઓદ્ધા પરથી દુર કરવા સીવાય બીજો ઉપાય ન રહયો. Defects of Indian Government નામના નેપીઅર સાહેબના પુસ્તકના પહેલા ભાગના સાતમાં પાનાપરની વીગતથી જણાય છે કે આ યુદ્ધનું પરીણામ જોઇને ડયુક ઓફ વેલીંગટન સાહેબ એટલા બધાંજ-તેજીત થયા હતા કે તેણે સીંધના વીજયી નેપીઅર સાહેબને મુખ્ય સેનાપતી પદે નીયત કરવાના ઉદ્દેશથી કહ્યું હતું કે "જો તમો હીંદ જવા ઇચ્છા ન રાખતા હો તો મારે હીંદ જવું પડશે" પરંતુ ઇંગ્લાંડથી કોઇ આવવા તત્પર ન થયું અને લોર્ડ ગફની ઇજ્જત જળવાઈ!

આ યુદ્ધ પછી મહારાણી જીન્દાએ ગવરનર જનરલને એક ચીઠ્ઠી લખી જણાવ્યું કે "જો અંગ્રેજો તરફથી મારાપર વિશ્વાસ મુકીને મને પંજાબમાં મોકલવામાં આવે તો ફીતુર સમાવી દઇ શાંતીની સ્થાપના કરી અંગ્રેજોની ભલમનસાઇના વખાણ કરવામાં આવશે. આ તદન સત્ય જણાવું છું." વળી આ પત્રમાં મહારાણીએ એમ પણ જણાવ્યું હતું કે "જ્યારે હું શેખુપુરામાં કેદમાં હતી ત્યારે મારી પાસે પચાસ લાખની સંપત્તિ અને બે લાખ રોકડા હતા. ત્યારે મેં કાંઇ કાવતરું નથી રચ્યું તો હવે તો તે સંભવેજ કેમ ?! કેમકે મને અંગ્રેજોની મીત્રતાપર પૂર્ણ ભરોસો છે. વળી આપને લક્ષમાં છે કે અત્યાર સુધીમાં મેં અંગરેજોની વિરૂદ્ધમાં કાંઇપણ કામ કર્યું નથી." ગવરનર જનરલે તા. ૩૧ મી જાનેવારીએ મહારાણીના આ પત્રનો ઉત્તર આપવો મેજર મેકગ્રેગરને બીન જરૂરી હોવાનું જણાવ્યું. આ યુદ્ધનો બદલો કેમ મેળવવો તેનો વીચાર અંગ્રેજો કરી રહયા હતા. અને ૨૫ દીવસ સુધી તેઓએ બેસી રહી સેના દળમાં વધારો કર્યો. સરદાર ચતરસીંહ પણ પોતાના પુત્રની પાસે આ યુદ્ધના બે દીવસ પછી જઇ પહોંચ્યો. અને પેશાવર તથા અટકના કીલ્લામાંથી લોરેન્સ, તથા લેફ્નેનંટ હરબર્ટ અને બોઇ વીગેરે અંગ્રેજોને કેદ કરી લઇ આવ્યો. અને તેમને માનભેર રાખ્યા તેમ વળી કોઇ શીખ સૈનીક તેમને મારી ન નાંખે તે નીમીત્તે તેમના શરીરની રક્ષા કરનારાને પણ નીયત કર્યા અંગ્રેજ કેદીઓ આથી અત્યંત પ્રસન્ન થયા. તેઓ તેમના પડાવથી બે ગાઉ દુર જઇ અંગરેજોને મળતા પણ રહયા. આ સજ્જનતાને લઇને શીખોના સંબંધમાં બીલકુલ વીપરીત પરીણામ આવ્યું. આ અંગ્રેજ કેદીઓને શીખોએ એવું કહેતા સાંભળ્યા

હતા કે "શીખો અંગરેજોની તોપોથી આટલા બધા ડરતા હતા. છતાં પણ અંગરેજો શા કારણે પોતાની તોપ મોટા પ્રમાણમાં ચલાવી નહોતા શકતા." અંગરેજ સેનામાં આ હકીકત પહોંચતાં લોર્ડ ગફ આગળ કરતાં વધુ ભયંકર તોપની ગોઠવણ કરી સાવધ થયો. આ અંગરેજ કેદીઓને મળી શકવાની છુટથી એક બીજી પણ હાની શીખોને થઈ. શેરસીંહે આ અંગરેજ કેદીઓની મારફતે સંધીનો સંદેશો મોકલ્યો હતો. પણ એવું જણાય છે કે લોર્ડ ગફે તેનો સ્વીકાર નહીં કર્યો હતો, પરંતુ તેમણે એ બાબદમાં પ્રધાન સેનાપતીની સાથે ચર્ચા કરી છે એમ શીખોને કહ્યું. અને ભરોસાના માર્યા શીખોએ વ્યર્થ ૨૫ દીવસ ગુમાવ્યા જો તે દરમ્યાન શીખોએ હુમલો કર્યો હોત તો વીજય પ્રાપ્ત કર્યો હોત. પરંતુ ઈશ્વરને કાંઇ જુદુંજ રૂચતું હતું જેથી શીખોની બુદ્ધી બ્હેર મારી ગઇ. તેઓ સુલેહને ભરોસે રહયા. મૂળરાજને ડબાવી દઈ અંગરેજ સેના ચલીઆમાં લોર્ડ ગફને આવી મળ્યું જેથી તેનું બળ વૃદ્ધીગત થયું. ૬ ઠી ફેબ્રુવારીએ અંગરેજોએ સાંભળ્યું કે શીખ સેના રસુલ છોડી ગઇ છે. સેનાપતીએ જાતે જોયું. તો રસુલ મધ્યેની શીખ છાવણી એટલી બધી મજબુત હતી કે તેના ઉપર વીજય પ્રાપ્ત કરવો અંગરેજોને માટે અસંભવીત તો નહીં પરંતુ કઠણ તો હતોજ. પ્રથમ તો અંગરેજો શીખોની મુર્ખતા ઉપર હસ્યા, પરંતુ પાછળથી પોતાની ભુલ તેમની દ્રષ્ટીએ પડી તુરતજ ખબર મળી કે રણવીરસીંહ ૭૦ હજારની સેના અને ૬૦ તોપ લઇ લાહોરથી આગળ કુચ કરી રહ્યો છે. આ હકીકતથી લોર્ડ ગફના ગભરાટનો પાર ન રહયો! તેણે શેરસીંહને રોકવાની યૂક્તી રચી શેરસીંહના લડાયક ચાતુર્યની મોટા મોટા અંગરેજોએ પણ મુક્તકંઠે પ્રસંસા કરી હતી. જો શેરસીંહ લાહોર

ત્હોંથી જવામાં આ વખતે ફતેહમંદ થયો હોત તો ખચીત ઉત્તર હિંદુસ્થાનમાં અંગરેજોને માટે મહા પ્રલય ઉપરથીત થઇ જવા જેવુ થયું હોત! પરંતુ લોર્ડ ગફે શેરસીંહને ત્યાં જતો રોકયો જેથી તેની ધારણા પાર ન પડી. ગુજરાતમાં અંગરેજોની સામે મોરચો માંડવા માટે તેને લાચાર થવું પડયું. તા. ૧૪ મી ફેબ્રુવારીએ બન્ને સેના વચ્ચે ભારે યુદ્ધ થયું શીખોએ પુનઃ એકવાર પોતાના ભાગ્યની કસોટી કરી જોઇ; કાબુલના અમીરે તેની મદદે ૧૫૦૦ અફઘાન મોકલ્યા હતા. અને પોતે પણ પોતાના બન્ને પુત્રોની સાથે શીખોની મદદમાં ઉતરી આવ્યો હતો. ચતરસીંહ અટક અને પેશાવરના કીલ્લાઓ તેને સોંપીને શેરસીંહની પાસે ગયો. ગુજરાતનાં યુદ્ધ દરમ્યાન શેરસીંહ પાસે ૫૯ તોપ અને ૩૪૬૦૦ સૈનીકો હતા. લોર્ડ ગફની મદદમાં મુલતાનનું પતન થયા પછી જનરલ વ્હીસ પણ ૧૨૦૦૦ સૈનીકોની ફોજ લઇને આવી મળ્યો.તે શીખોને છીન્ન ભીન્ન કરવા માટે૧૦૦તોપ પણ પોતાની સાથે લાવ્યો હતો. તા. ૨૧ મી ફેબ્રુવારીએ અંગરેજ સેના પોતાની ૧૦૦ તોપ સાથે ચીલીઆનવાળાના યુદ્ધનો બદલો લઇ પોતાનો ગુમાવેલો માન મરતબો પ્રાપ્ત કરવા આગળ વધ્યું સુર્યના કીરણની સાથે અંગરેજ યોદ્ધાઓ તલવાર્ અને ભાલા ચમકાવી રહયા જેથી શત્રુ સેનાની આંખો આવરણથી છવાઇ ગઇ લોર્ડ ગફ જાતે તોપખાનાની પાસે ઉભા રહીને તેને ચલાવવાની વ્યવસ્થા કરી જ્યારે જોસફ થેકરેસે બીજા તોપખાનાની જોખમદારી લીધી. શીખો પણ પોતાની નાની તોપો લઇને વળતો જવાબ તોપોથીજ આપવા આગળ વધ્યા. સેનાપતી ગફે આ દીવસે લડાઇમાં અદભુત વીરતા બતાવી. તીરૌરી અને પાણીપતની ખુનખાર લડાઇ પછી હીંદમાં સેંકડો અને હજારો

લડાઇ થઇ પણ ગુજરાતના યુંદ્ધમાં તોપની જે ભીષણ ગર્જના થઇ તેવી કોઇપણ યૂદ્ધમાં નથી થઇ.

શીખોએ આ યુદ્ધમાં પોતાની અપુર્વ વીરતા બતાવી અંગ્રેજ સેનાની તોપોની ભીષણ ગર્જનાથી ભય ન પામતાં પોતાની વીરતાનો પરીચય કરાવ્યો. બે કલાક સુધી અંગ્રેજ સેનાની તોપોનો મારો ચાલ્યો. જેની વૃષ્ટીથી આકાશ ચારે તરફ ધુમાડાથી ઘેરાઇ ગયું, છતાંએ શીખોએ આવા સમયમાં પણ પોતાની વીરતા અને ધીરતાનો ત્યાગ ન કર્યો. પરંતુ શીખ તોપચીઓ પોતાની નાની તોપો વડે અંગ્રેજોની મોટી તોપો સામે લાંબો વખત ટકી ન શકયા. શીખોની તોપો ભાંગીને ચૂરેચૂરા થઇ ગઇ. અંગ્રેજ સેનાના તોપોના ગોળાથી શીખોના ભરેલ સામાનના ગાડાં નાશ પામ્યા. અને સામાન વેર વીખેર થઇ પડયે છતાં પણ વીર શીખો પોતાની વીરંતા બતાવવામાંથી ન ડગ્યા. તેઓએ પોતાની તલવાર સંભાળી લઇ તોપના ભીષણ ધડાકાની લેશ માત્ર પણ દરકાર નં કરતાં શત્રુની સેનાને ભેદીને તેઓ લોર્ડ ગફની નજીક જઇ પહોંચ્યા. દરમ્યાન લોર્ડ ગફના અંગરક્ષકોએ જબરજસ્ત તોપનો મારો ચલાવ્યો, જેથી લોર્ડ ગફના પ્રાણ સુરક્ષીત રહયા. પરંતુ શીખો ડગા વ્યા ન ડગ્યા તેઓ તો વીરતાથી તલવાર લઇને અંગ્રેજ સેનાની સાગે ઘુમીજ રહયા. આ વખતે શીખોની ભાગ્ય દશા ફરી જવા જેવો એ બનાવ એવો બન્યો કે અમીર દોસ્તમહમદવાળું ૧૫૦૦ અફઘાન સ્વારનું લશ્કર થેંકવેલની ઘોડેસ્વાર સેનાથી પરાજીત થયું. તેની પતાકા થેંકવેલની સેનાને હાથ આવી. અફઘાન સેના શીખોના ડાબી બાજુના વ્યુહના એક ભાગપર હતી. જેની ન્હાસભાગથી શીખ સેનાના વ્યુહનો એક ભાગ તુટી ગયો. આ વ્યુહના તુટવાથી અંગ્રેજ સેના એ માર્ગેથી શીખ સેનામાં દાખલ થઇ ગઇ જેથી શીખ સેના અવ્યવસ્થીત થઇ ગઇ. અ

વખતે શીખોએ એ ઘુસી આવેલા અંગરેજ સૈનીકોને પોતાની તલવારના બળથી વીરતા પુર્વક પકડી લઇ કાપી નાંખ્યા પરંતુ શીખોનું આ સાહસ અંગરેજોના સખત તોપોના મારાની સામે લાંબો સમય ટકવા અસમર્થ થયું. પરાજીત થયા છતાં પણ શીખો પ્રાણની રક્ષાર્થે યાચના સરખીએ ન કરતાં મૃત્યુને આધીન થયા.

ગુજરાતના યુદ્ધમાં શેરસીંહને વીજય ન મળ્યો. શીખોની ૫૬ તોપ અને બીજો સરંજામ અંગરેજોને હાથ આવ્યો. શીખો પાસે માત્ર થોડીજ તોપો રહી. યુધ્ધમાં અંગરેજોના માત્ર ૫૦૦માણસો ઘાયલ થયા શીખ સેનાની ખુવારીની તુલના થઇ શકી નહીં. સેનાપતી જનરલ ગીલબર્ટે પંદર હજાર સેના અને ૩૦ તોપો સહ શીખોની પુંઠ લીધી રણવીર કૈંબલે રોહતાસગઢનો કીલ્લો શીખો પાસેથી હાથ કર્યો. ગીલબર્ટે એવી રીતે શીખોની પુંઠ લીધી કે જેથી શીખોને હાથ આત્મસમર્પણ કર્યા સીવાય બીજો કોઇ માર્ગ ન રહ્યો. છતાં પણ શીખોએ "શ્વાસ ત્યાં સુધી આશ" એ સુત્ર અનુસાર કેટલાક દીવસ પર્યન્ત આત્મ સમર્પણ ન કર્યું.

શીખોની પાસે કાંઇપણ લડાયક સામગ્રી તેમજ ખાદ્ય પદાર્થ પણ નહોતા એવા સમયે તા. ૧૪મી માર્ચે સેનાપતી ગીલબર્ટે શેખ ઇમામુદીન તથા એવર્ટ સાહેબની મદદથી પુનઃ રાવળપીંડીમાં ઘેરો ઘાલી શીખ સેનાને ઘેરી લીધું. શીખ સેનાનો આત્મસમર્પણ કર્યા સીવાય કાંઇ આરોજ નહોતો. આથી આત્મસમર્પણ કરતાં પણ શીખ સરદાર શેરસીંહ પોતાની વીરતા બતાવવામાંથી જરાએ ન ડગ્યો. તેણે બ્રીટીશ સેનાપતી ગીલબર્ટની સામે ખડા થઇ જઇને હથીઆર ધારણ કરી ખુલ્લા દીલે સ્પષ્ટતાથી કહયું કે " અંગરેજોના અનેક અત્યાચારોને લઇને હમારે આ યુદ્ધમાં ઝીંપલાવવું પડયું હતું. હમે હમારા

દેશની રક્ષાર્થે યથાશકતી લડ્યા હતા હવે હમારી દુરદશા થઇ ગઇ છે. હમારા વીર યોધ્ધાઓ રણાંગણમાં હંમેશને માટે વીર શૈય્યાપર સુતા છે હમારી તોપ તેમજ હમારા અસ્ત્રશસ્ત્ર હમારા હાથથી નીકળી ગયા છે. આવી અનેક પ્રકારની ન્યુનતાને લઇને આત્મસમર્પણ કરીએ છીએ. જે કાંઇ કર્યું છે તે માટે હમોને જરા પણ પસ્તાવો નથી થતો. જે કાંઇ હમે કર્યું છે તે શકતી મળતાં કાલ પણ કરશું" આટલું કહી શીખ સેનાએ પોતાની તલવાર ગીલ્બર્ટના પગ સમક્ષ મુકી દીધી, પરંતુ શીખ સરદાર ભાઇ મહારાજસીંહ અને કર્નલ રીચ પાલસીંહે તો પોતાનાં હથીઆર નહીંજ છોડયા. આ સમયે પ્રત્યેક શીખ સરદાર તેમજ સેનાની આંખોમાંથી અશ્રુની ધારા વહી રહી હતી. ફરીને બધાએ અક્ષર ભરી આંખે કહ્યું "આજથી મહારાજ રણજીત સીંહનું પુરું મરણ થયું" પરંતુ એ વિરતા અને એ સ્વદેશ વત્સલતાની રક્ષા ન થઇ ! ગુજરાતના રણક્ષેત્રમાં ઘાયલ થઇ પડેલા શીખો પ્રતી પણ અંગરેજોએ દયા ન બતાવી !

શીખો હથીઆર છોડી શરણ થયાથી અંગરેજ સેનાપતીએ જાહેર કર્યું કે નિઃશસ્ત્ર શીખોને કાંઇક રૂપીઆ આપવામાં આવશે. પરંતુ સ્વમાનશાળી આત્માભીમાની શીખોએ પોતાનો પરીચય કરાવતાં કોઇ પણ એ લાલચમાં ન લપટાયા. બધા આંખોનાં અશ્રુની ધારા વહેવડાવી ચાલતા થયા. ગીલ્બર્ટને શીખોની ૪૧ તોપ હાથ લાગી. આ પ્રકારે શીખ યુદ્ધ સમાપ્ત થયું. શેરસીંહ* અને ચતરસીંહને નજરકેદ કરી કલકત્તે મોકલી દેવામાં આવ્યા.

* શેરસીંહને કલકત્તાના ફોર્ટવીલીયમ નામના કીલ્લામાં લાંબો વખત નજરકેદ રાખવામાં આવ્યો.અનેસને ૧૮૭૭ના સાલમાં તેનો દેહાંત થયો.

## પ્રકરણ ૧૧ મું.

### લોર્ડ ડલહાઉસીની સ્વાહા નીતી.

કાળની ગતી ન્યારીજ છે. જે પંજાબ કેસરી મહારાજ રણજીતસીંહના સમયમાં કોઈ વીદેશી યાત્રાળુ સરખા પણ તેમની અનુમતી વીના જ્યાં પંજાબમાં પ્રવેશ કરવા અસમર્થ હતા ત્યાં મહારાજ રણજીતસીંહના સ્વર્ગવાસના દશ વરસ પછી એજ પંચનદ ભુમી ઉપર વીદેશી-ઓએ પોતાની રાજસત્તા જમાવવી શરૂ કરી, ગુજરાતના યુદ્ધ પછી લોર્ડ ડલહાઉસીની સ્વાહા નીતીમાંથી પંજાબ મુક્ત ન રહયું. પંજાબના ઉત્તર અને પશ્ચિમ ભાગમાં જે સમયે અશાંતીની અગ્નીની જવાળા ફેલાઇ રહી હતી તે સમયે પંજાબની રાજધાની લાહોરમાં સંપૂર્ણ શાંતિ વ્યાપી રહી હતી. જે માટે રેસીડંટથી તે ઠેઠ ગવરનર જનરલ પર્યંત દરેક તરફથી મુક્ત કંઠે સ્વીકાર કરવામાં આવ્યો હતો. લાહોર દરબારની પ્રતીનીધી સભામાં આઠ શીખ સરદારો હતા જે મધ્યે માત્ર શેરસીંહ એકલોજ અંગરેજો પ્રત્યે વીરોધી હતો અને રણજોરસીંહને અંગરેજોએ દોષીત ઠરાવ્યો હતો. બીજા બધા અંગરેજોની તરફદારી કરનારાજ હતા. જે સમયે પંજાબમાં રાજ્યને લગતા કરનું નવું ધોરણ રેસીડંટ તરફથી નક્કી કરવામાં આવ્યું તે મુશ્કેલ સમયે પણ સરદારો તરફથી અંગરેજોને કર એકઠો કરવામાં ભારે મદદ કરવામાં આવી હતી અને જો તેમ તેઓએ ન કર્યું હોત તો તેઓ કર વસુલ કરવા સામર્થ્યવાન થઇ શકતે નહીં. પંજાબમાં ફીતુર સળગ્યું તેવા સમયે લાહોર દરબારે અંગરેજ સેનાને દરેક પ્રકારે મદદ કરી, અંગરેજોને પહેલી લડાઇના કરજના રૂા. ૧૩૫૬૮૩૭ અદા કર્યા હતા. પ્રતીનીધી સભાના સભા-

સદોનું અનુકરણ અન્ય સરદારોએ પણ કર્યું હતું. રાજ્યમાં આ સમયે ૩૪ સરદારો હતા જેમાંથી કોઇપણ સરદાર કે તેના કુટુંબ વટીકમાંથી પણ કોઇએ પણ અંગરેજો પ્રતી દુશ્મનાવટ રાખનારનો સાથ કર્યો નહોતો. વીરોધ ફક્ત ખાલસા સેના તરફથીજ ઉભો કરવામાં આવ્યો હતો કે જેની સંખ્યા ૩૦ હજારની હતી. ખાલસા સેનામાં એવા ભયે વાસ કર્યો હતો કે તેમના ધર્મનો નાશ થઇ જશે. અને તે ભયને સબબેજ તેઓ લડવાને ઈંતેજાર થયા. અંગરેજોથી અસંતુષ્ટ એવા સીખો સિવાય બીજા કોઇપણ તેમની મદદમાં નહોતા. સાધારણ શીખો પણ તેમાં ભળવાથી દૂર રહયા હતા. મુસલમાનો પણ ફીતુરમાં સામેલ થયા નહોતા. તેમ કશી સાહ્ય પણ ફીતુરીઓને કરી નહોતી સમસ્ત પંજાબવાસીઓમાંનો છઠો ભાગ શીખોનો હતો. જેમાંનો ફક્ત એકજ ભાગ અંગરેજો પ્રતી વીરોધ ધરાવનાર હતો. વીસ હજાર પંજાબ વાસીઓ અંગરેજોની સાહયમાં રહી લડાઇમાં ઉભા રહયા હતા. જેમાં દરબારની સેના અને પ્રધાન મંત્રી શેખ ઇમામુદીન મીસર સાહેબ દયાળ વીગેરે પોતાની સેના સહીત લોર્ડ ગફને મદદગાર રહી શીખોની સામે લડયા હતા. કાશ્મીરના પ્રબળ પ્રતાપી જમ્મુપતી મહારાજ ગુલાબસીંહે પણ અંગરેજોને મદદ કરી હતી. સતલજની આ પારના શીખ રાજ્યોએ પણ માણસો અને ધન આપીને બંને પ્રકારેથી મદદ કરી હતી. આ સમયે અંગરેજોને મદદ તરીકે પચાસ લાખ રૂપીઆ આપવામાં આવ્યા હતા જેમાં એકલા પતીઆલા રાજ તરફથીજ અંગરેજોને પચીસ લાખ રૂપીઆ આપવામાં આવ્યા હતા જ્યારે બાકીના રૂપીઆ બીજાં રાજ્યો તરફથી આપવામાં આવ્યા હતા. આટલું છતાં પણ બીજા શીખ યુદ્ધ પછી બાળક દલીપસીંહનું રાજ્ય

ડ ડલહાઉસીની કુટીલ સ્વાહા નીતીમાં સ્વાહા થઈ ગયું. જોકે
હોરમાં રેસીડંટ કોઇપણ પ્રકારની નડતર યાને મુસ્કેલી વીના
જકાર્ય કરી રહયો હતો. શીખ યુદ્ધ દરમ્યાન તેમ તે પછી
ગુ કોઇએ રેસીડંટની સામે આંગળી સરખીએ ઉંચી નહોતી કરી
તાં પણ લોર્ડ ડલહાઉસીએ કોઇપણ હકીકતો પ્રતી ધ્યાન ન આપ્યું.
ણે તો પંજાબ ખાલસા કરવાને માટે પોતાની કલમ ચલાવી દીધી.
રંતુ એટલો વિચાર સરખોએ ન કર્યો કે બાળક દલીપનો તે આ
ડાઇમાં કયાં સુધી હાથ છે ? ! તેણે હીંદી સરકારના સેકરેટરી મીસ્ટર
ાાછળથી સર બનેલા ) હેનરી ઇલીઅટને લાહોરની પ્રતીનીધી સભા
ોજન્સી કાઉન્સીલ) સમક્ષ પંજાબને ઇસ્ટઇંડીઆ કંપનીના રાજ્યની
ાથે જોડી દેવાના સંબંધમાં તમામ વાતો કરવાને મોકલ્યો. તા. ૨૮મી
ાર્ચ ૧૮૪૯ ઇ. સ. ના રોજ સર હેનરીઇલીઅટ લાહોર જઇ
હોંચ્યો. અત્રે એ જણાવવું જરૂરી છે કે ઉદાર હ્રદયી સર હેનરી
ારેન્સ પંજાબને ઇસ્ટઇંડીઆ કંપનીના રાજ્યસાથે જોડી દેવા સંબં-
ાના લોર્ડ ડલહાસીના વિચારોની સાથે સંમત થયો નહોતો. જે
ીખ સરદારો અંગરેજોને મદદ કરતા રહયા હતા તેઓને પણ એવી
ાંતી ન હોતી કે આટલી સાહ્ય કરવા છતાં પણ પંજાબને કંપની
રકારના રાજ્ય ભેગું જોડી દેવાશે. તેમણે પંજાબને જોડી દેવાની
ાજનીતીની સામે વીરોધ કર્યો. પરંતુ લોર્ડ ડલહાઉસીની કૂટ રાજ-
ીતીની સામે શીખ સરદારો લાચાર થઇ પડ્યા ! મી. ઇલીઅટના લ-
ાાણુથી જણાય છે કે તેણે પ્રતીનીધી શભાના મુખ્ય સભાસદો રાજા
જસીંહ અને દીવાન દીનાનાથને પ્રથમ બોલાવી મંગાવી, તેમને પં-
જાબને બ્રીટીશ રાજ્ય સાથે જોડી દેવા સંબંધીની હકીકતથી વાકેફ

કરતાં પોતાની પાસેની શરતોથી માહીતગાર કરી તે શરતો અનુસાર યાતો પ્રતીનીધી સભા તરફથી નકકી કરવામાં આવે તે શરતો અનુસાર જોડી દેવાશે એમ જણાવ્યું. જોકે પ્રથમ તો આ હકીકતથી તેઓ ચીંતાગ્રસ્ત થયા, પરંતુ પાછળથી તેઓ જાગીર તેમજ જીવન-નીર્વાહ ખોઇ બેસવાના ભયને લઇને બધી વાતે સંમત થયા. અને શરતપત્ર પર સહી કરી આપી. આટલેથીજ ઇલીઅટ સાહેબ ન અટકતાં તેણે ફકીર નુરૂદીન અને ભાઇનીધનસીંધ જે તે વખતે શીખધર્મનો આગેવાન હતો તેમને બોલાવી મંગાવીને તેમની સમક્ષ પણ ઉપર મુજબની વાતચીત કરીને સહી મેળવી લીધી. અને તે પછી બાકી રહેલા બે સભાસદોની પણ સંધીપત્ર ઉપર સહી થઇ, અને બીજે દીવસે સહવારે ૭ વાગે દરબાર ભરી સંધીપત્રની શરતો રજુ કરી બાળ મહારાજ દલીપસીંહ તે સ્વીકારી લે એમ ઠરાવી બધા છુટા પડયા. તા. ૨૯ મી માર્ચ ૧૮૪૯ ને રોજ બીજે દીવસે પ્રભાતમાં મહારાજ રણજીતસીંહના રાજ મહેલમાં છેલ્લો દરબાર ભરાયો. મહારાજ દલીપસીંહ પોતાના પીતાના સીંહાસન ઉપર છેલ્લી વાર આરૂઢ થયા. દરબારની શોભા આજે કાંઇ આગળના જેવી ન્હોતી. તમામ દરબારીઓના મુખ ઉપર ગમગીનીની લાગણી છવાઇ રહેલી હતી. દરબારમાં જે શીખો પહેલાં આવતા ને આજે ફાટાતુટા વસ્ત્રમાં સજ્જ થઇ દરબારમાં જાણે શોક પ્રગટ કરતાં કેમ હોયની તેમ મલીન વસ્ત્રો પહેરીને હાજર થયા હતા. પોતાના હાથમાં તલવાર ગૃહણ કરી દરબારમાં આવનારા દરબારીઓ આજે પોતાની સમશેરો ઘેરે મુકી ખાલી હાથે દરબારમાં આવ્યા હતા. મહારાજ દલીપસીંહના સર્વ નાશનો સમય ઘણોજ સમીપ આવી પહોંચ્યો! ઠરાવેલા સમયે મી. ઇલીઅટ, સર હેનરી લોરેન્સ તેમજ રેસીડંટના

અનેક અમલદારો સેના સહીત દરબારમાં આવી પહોંચ્યા. અન્યોઅન્ય આદરસત્કાર થયા પછી મહારાજ દલીપસીંહે છેલ્લીજ વાર સીંહાસન ઉપર બેઠક લીધી. ડામાજમણી તેમની પાસે દેશી તેમજ બ્રીટીશ સેના હથીયારબંધ ઉભી રહી. જ્યારે બીજા સરદારો અને શીખો બેઠા હતા. પ્રેક્ષકો પણ કાંઇ ઓછી સંખ્યામાં નહોતા. દરબાર ખીચોખીચ ભરાયો હતો. મહારાજ દલીપસીંહે પોતાની બાળવય છતાં પણ પોતાના અત્યંત ધૈર્યનો પરીચય કરાવી કાંઇપણ પ્રકારે બાળકબુદ્ધી ન બતાવતાં, ગંભીરતા, શાંતી, ધીરજ અને હીંમતથી પોતાના સીંહાસન ઉપર બેઠક લઇ પોતાના અત્યંત ધૈર્યનો પરીચય કરાવ્યો.દરબાર શા કારણે ભરવામાં આવ્યો છે તેનાથી તો ખુદ મહારાજ દલીપસીંહ પણ બીન વાકેફ તો ન હતોજ બધા તરફથી પોત પોતાની બેઠક લેવામાં આવ્યા પછી મી. ઇલીઅટની સુચનાથી એક મોલવીએ એક પત્ર (ડાક્યુમેંટ) ફારસી ભાષામાં લખેલો વાંચ્યો. જેમાં પંજાબ ખાલસા કરી નાખવાનું જાહેર કરવામાં આવ્યું હતું. તેનો તરજુમો હીંદી ભાષામાં વાંચી સંભળાવવામાં આવ્યો. મહારાજ દલીપસીંહની સમજમાં આ ડાક્યૂમેંટનો ભાવાર્થ આવી ન શક્યો.અને કેટલીક મીનીટ સુધી દરબારમાંના હાજર દરબારીઓમાં પણ સ્તબ્ધતા છવાઇ રહી! ખોંખારો સરખો પણ કોઇ તરફથી ન થયો! દરમ્યાન દીવાન દીનાનાથે એક વખત પુનઃ જણાવ્યું કે " પંજાબ ખાલસા કરવામાં ન આવે " સંધીપત્ર વંચાઇ રહ્યા પછી દીવાન દીનાનાથ ઉભો થયો, આ વખતે તેની આંખમાં અશ્રુની ધારા વહી રહી હતી ચિત્ત બેહવળ બની રહ્યું હતું. તેણે સંધીપત્રની અંદરના એકેએક પ્રસ્તાવેનો વીરોધ કરતાં નમ્રતા પૂર્વક કહ્યું કે " આ ટાંકણે બ્રીટીશ સરકારે પોતાની ઉદારતાનો કાંઇક પરીચય આપવો જોઇએ. નેપોલીઅન બોનાપાર્ટે

પરાજીત થયા પછી ફ્રાન્સ તેના મુળ શાસકોને જ્યારે સ્વાધીન કરવામાં આવ્યું હતું તો પછી પંજાબ મહારાજ દલીપસીંહને સોંપવામાં કેમ ન આવે ?!" મી. ઇલીઅટે દીવાન દીનાનાથને ઘણીજ ખરાબ રીતે ધુત્કારી કાઢતાં કહ્યું "ચુપ રહો, નહીતો કાળાપાણીએ મોકલી આપવામાં આવશે ઉદારતા અને દયાનો સમય હવે પસાર થઇ ગયો છે. હું ગવરનર જનરલ પાસેથી સંધીનો સ્વીકાર કરવવા માટે તો આવ્યો છું."

આ સાંભળી સર્વ તરફથી ચુપકીદી પકડવામાં આવી અને ડરના માર્યા સર્વ કોઈ હેબતાઇ ગયા. કોઇની કાંઇ કહેવાની હીંમત સરખી પણ ન રહી!

ઇલીઅટ સાહેબના દાંટી ભર્યા ઇસારાથી દીવાન દીનાનાથ ચુપકીદી પકડી બેઠો. તે પછી સરદારો તરફથી સંધીપત્ર સહી કરવા માટે મહારાજ દલીપસીંહ સમક્ષ રજુ કરવામાં આવ્યું. મહારાજ દલીપસીંહ તરફથી પોતાના વીશ્વાસનીય સેવક મીયાં જીમાની સંમતીથી સંધીપત્ર ઉપર શાંતીથી કાંઇપણ બોલ્યા ચાલ્યા વીના તુરત સહી કરી આપવામાં આવી અને દરબાર બરખાસ્ત થયો. મહારાજ રણજીતસીંહના કીલ્લા ઉપર બ્રીટીશ પતાકા ફરફરવા લાગી. અને કાનો બ્હેર મારી જાય એવી ગર્જના કરનારી તોપો એ સમયે છોડવામાં આવી જેથી સમસ્ત લાહોર નીવાસીઓ પણ વાકેફ થઇ ગયા કે હવે તેઓ પંજાબના મહારાજની પ્રજા નથી રહી અને હવે તો બ્રીટીશ રાજ્યના ધારા ધોરણને શીરસાવંધ માનવા પડશે.

## સંધીપત્રમાં નીચેની હકીકતોનો સમાવેશ હતો.

૧ પંજાબ રાજ્ય સંબંધી મહારાજ દલીપસીંહ અને તેમના પછીના તેમના વંશજો તમામ પ્રકારના પોતાની માલકી અને હકનો ત્યાગ કરે છે. (૨) લાહોર દરબારની જે કાંઇ સંપત્તી છે તે ઉપરનો

અધીકાર ઇસ્ટ ઇંડીઆ કંપનીનો થશે (૩) મહારાજ રણજીતસીંહે શાહ-શુજા પાસેથી લીધેલો કોહીનુર હીરો હવે લાહોરના મહારાજે ઇંગ્લંડની મહારાણીને ભેટ આપી દેવો પડશે. (૪) મહારાજ દલીપસીંહ, તથા તેમના પરીવાર અને નોકરોના જીવન નીર્વાહાર્થે ઇસ્ટ ઇંડીઆ કંપની વધુમાં વધુ વારસીક પાંચ લાખ રૂપીઆ અને ઓછામાં ઓછા ચાર લાખ રૂપીઆ આપ્યા કરશે (૫) મહારાજ દલીપસીંહ પ્રત્યે સનમાન મર્યો વ્યહવાર રાખી તેમની પદ્વી મહારાજ દલીપસીંહ બહાદૂરની રાખવામાં આવશે, પરંતુ ભવિષ્યમાં તેઓ બ્રીટીશ સરકારને આધીન રહી વર્તશે તો જીવન પર્યંન ઉપર લખ્યા મુજબનું વેતન યાતો તેનો કાંઇપણ ભાગ જે સમયે જેટલો જરૂરી હશે તેટલો તેમને મળ્યા કરશે અને તેમના નિવાસ સ્થાન તરીકે જે કોઇ સ્થાન ગવરનર જનરલ તરફથી પસંદ કરવામાં આવશે ત્યાં તેમને ભવિષ્યમાં રહેવું પડશે"

અંગ્રેજી રાજ્ય સાથે પંજાબને જોડી દેવાના સંબંધમાં સર હેનરી લોરેન્સ અત્યંત નારાજ હતો, તેણે તેમ નહીં થવા માટે ઘણું શ્રમ કર્યું પરંતુ તેને સર્વ પ્રકારે નીરાશાજ પ્રાપ્ત થઇ. પંજાબ બ્રીટીશ રાજ્ય ભેગું જોડી દેવામાં આવ્યાથી તેણે પોતાના ઉચ્ચ પદનો ત્યાગ કરી દેવો ઉચીત માન્યો પરંતુ પોતાના મીત્રોની સમજાવટથી તેણે તેમ ન કર્યું. લોર્ડ ડલહાઉસીએ પંજાબના રાજ કારભારનો બોજો સર હેનરી લોરેન્સને શીર નાંખ્યો કારણકે પંજાબીઓને શાંત રાખવા માટે એવી વ્યક્તીની આવશ્યકતા હતી, પરંતુ લોર્ડ ડેલ હાઉસીને સર હેનરી લોરેન્સ સાથે ફરીને બન્યું નહીં અને તેથી પાછળથી લોર્ડ ડલ હાઉસીએ સર હેનરી લોરેન્સની જગ્યા પર તેના નાનાભાઇ જોન લોરેન્સને નીયત કર્યો.

પંજાબને હાથ કર્યા પછી ડાક્ટર લેગીનને માસીક રૂ. ૧૨૦૦ના વેતનથી મહારાજ દલીપસીંહના નીરીક્ષક તરીકે નીમવામાં આવ્યો. અને તેનું રહેવાનું સ્થળ પણ મહારાજના મહેલની પાસેજ રાખવામાં આવ્યું. મહારાજ દલીપસીંહ આ સમયે પુરા બાર વરસની ઉમ્મરે પહોંચ્યો નહોતો; દરમ્યાનમાં તો ફારસી ભાષા ઉપર તેણે સારો કાબુ મેળવી લીધો, અને અંગ્રેજી ભાષાથી જ્ઞાત થવા માટેની વીશેશ ઉત્કંઠા તેણે બતાવી જેથી લેગીન પણ વધૂ સંતુષ્ટ થયો. લેગીન તરફથી મહારાજ દલીપસીંહ સાથે વ્યહવાર પણ સારો રાખવામાં આવતો હતો જેથી દલીપસીંહ પણ તેના પ્રતી પ્રેમ રાખતો હતો. મહારાજ દલીપસીંહની તીવ બુદ્ધી તથા બીજાઓના ચારીત્ર્યોની આલોચના કરવાની રીતી નીહાળી લેગીન સ્તંભીત થઇ જતો અને કહેતો કે 'આ અવસ્થામાં તો અંગ્રેજ બાળકો પણ આટલાં ચતુર જોવામાં નથી આવ્યાં!'

લાહોરના નિવાસ દરમ્યાન લેગીનને શીર મહારાજ દલીપસીંહના રક્ષણ અને શીક્ષણ કાર્ય ઉપરાંત લાહોર રાજ્યના પરીવાર વીગેરેનો બોજો હતો. લાહોર રાજ્યના પરીવારમાં ફકત મહારાજ રણજીતસીંહનીજ ૨૧ રાણીઓ હતી, જેમાં ૧૭ હીંદુ અને ૪ મોહમેડન હતી. એ ઉપરાંત રણજીતસીંહના ઉત્તરાધીકારીઓ ખડગસીંહ, નૌનીહાલસીંહ શેરસીંહ આદીની સ્રીઓ તેમજ બાળકો હતાં તે તો જુદાંજ! ૧૩૦ તો નાચ મુઝરા કરનારીઓ હતી. જેમાં ત્રણ દળ કાસ્મીરી અને દેશી નાચ મુજરા કરનારીઓનાં અને પાંચ દળ ગાવા વગાડનારીઓનાં હતાં.

તોશાખાનાના સંબંધમાં તો કહેવુંજ શું? કોઇપણ ચીજની કચાસ નહોતી જેમાં કોહીનુર હીરો પણ હતો. જે જગતભરમાં અદ્વીતીય હતો. મણી રત્નાદીકનો પણ અભાવ નહોતોજ. સોના ચાંદીના

વાસણુ અને કાશ્મીરી સાલ આદીની તો ગણત્રીજ નહોતી. મહારાજ રણજીતસીંહનું સીંહાસન જવાહીર જડીત હતું.

થોડા દીવસ સુધી તો આ બધી વસ્તુઓની રક્ષાનો ભાર ડાકટર લેગીનને શીર રહ્યો. આ સમયે લાહોરમાં કેટલાએક રાજનૈતીક કેદીઓ પણ હતા. જેઓ આ ડાકટરની દેખરેખ હેઠળ હતા, થોડા દીવસ પછી આ બધી સંપતિ–ઇસ્ટ ઇંડીઆ કંપનીને ખજાને શોભાવતી થઈ ગઇ! કોહીનુર હીરો હીંદુસ્તાનથી સદાને માટે વિદાયગીરી લઇ ઈંગ્લાંડ જઈ પહોંચ્યો; મહારાજ રણજીતસીંહનું તોશાખાનું જેને નીહાળવાને અર્થે અનેક લોકો ભટકતા હતા તે તોશાખાનામાંની ઘણીએ વસ્તુઓ બીન ઉપયોગી ધારી લઇને વેચી નાંખવામાં આવી. ડાકટર લેગિન મહારાજ દલીપસીંહની સાથે હંમેશા રહેતો હતો, તેણે ટામસ સેમ્બટ બારલો નામના એક અંગ્રેજ નવ યુવકને મહારાજ દલીપસીંહનો અધ્યાપક નીમ્યો. ડાકટર લેગીન તરફથી મહારાજને વાતવાતમાં એમ પણ સમજાવવામાં આવતું હતું કે 'હવે તો લાહોર છોડવું પડશે.'

૧૮૪૯ ના સપટેંબર માસની ૪ થી તારીખે મહારાજ દલીપસીંહની સાલગ્રેહ હતી, અગીઆરમું વરસ પુરૂં થઈ બારમું વરસ બેઠું. એ દીવસે સરકારની આજ્ઞાનુસાર લેગીન તરફથી સાલગ્રેહ નીમીત્તે એક લાખ રૂપીઆનું જવાહીર, લાહોરના તોશાખાનામાંથી ભેટ કરવામાં આવ્યું. મહારાજ દલીપસીંહને પ્રાચીન રીવાજ મુજબ અનેક બહુ મુલ્ય મણી માણેક તેમજ આભુષણો ધારણ કરાવવામાં આવ્યાં. તેને આ પ્રસંગે પોતાનો હંમેશનો કોહીનુર હીરો યાદ આવ્યો. અને તેથી તેણે લેગીનને પુછ્યું કે 'ગયે વરસે મેં જે કોહીનુર હીરો પહેર્યો હતો તે ક્યાં છે?' પરંતુ બાળક દલીપસીંહને ક્યાં ખબર હતી કે કોહીનુર હીરો તો સાત સમુદ્રને પાર પહોંચી ગયો હતો!

૧૮૪૯ ના સપટેંબર માસમાં લોર્ડ ડલ હાઉસી લાહોર આવ્યો; આ સમયે, મહારાજ દલીપસીંહની તેણે મુલાકાત લીધી. મહારાજ દલીપસીંહે પોતાને લેગીને શીખવેલું વાક્ય બોલતાં કહ્યું "I am happy to meet you my Lord" અર્થાત્ 'પ્રભો! હું આપનાં દર્શનથી કૃતાર્થ થયો છું" લોર્ડ ડલ હાઉસીએ મહારાજની પીઠ પર હાથ ફેરવ્યો અને પંદર દીવસ લાહોરમાં રહયો.ત્યાંથી વિદાય થયા પછી કેટલાક દીવસ બાદ મહારાજ દલીપસીંહને યાત્રાર્થે જવાને તૈયાર થવાનું કહેવામાં આવ્યું, પરંતુ કયાં જવાનું છે તે કહેવામાં ન આવ્યું! આ સમયે બાળ મહારાજ દલીપસીંહ એમ નહોતો ધારતો કે હવે પછી માતૃભુમી પંજાબના દર્શન પુનઃ થવા નહીં પામશે!

## પ્રકરણ ૧૨ મું.

### ધર્માંતર અને વિદેશગમન.

સને ૧૮૪૯ ઇ. સ. તા. ૧૧મી ડીસેંબરે મહારાજ દલીપસીંહના સંબંધમાં ડાકટર લેગીનને એવી સુચના આપવામાં આવી કે હવે દલીપસીંહને પંજાબથી ફતેહપુર જવું પડશે.જ્યાં તેને માટે રહેવાનું સ્થ ઠીક થઇ ગયું છે.તે સાથે વળી તેને એમ પણ જણાવવામાં આવ્યું કે મહારાજની સાથે તમારે (લેગીને) જવું પડશે. તેમ તેમને ૧૨૦૦ રૂપીઆ માસીક આપવામાં આવશે જેમાંથી અડધા બ્રીટીશ સરકાર તરફથી અને અડધા મહારાજ દલીપસીંહના વારસીક વેતનમાંથી આપવામાં આવશે. દલીપસીંહની બાલ્યાવસ્થા દરમ્યાન ડાકટર લેગીન ઉપર

શીક્ષણ તેમજ દેખરેખનો બોજો રહેશે વળી ગવરનર જનરલ તરફથી એવો હુકમ પણ થયો હતો કે દલીપસીંહની સાથે મહારાજ શેરસીંહના પુત્ર તેમજ મહારાજ રણજીતસીંહના પૌત્ર સહદેવસીંહને પણ મોકલવામાં આવશે. સહદેવસીંહની ઉમ્મર આ સમયે બહુજ નાની હતી બલકે તે માત્ર સાડાછ વર્ષની વયનો હતો. વળી તેને પંજાબથી ફતેહગઢ લઇ જતાં તેમની સંપૂર્ણ રીતે રક્ષા કરવાને પણ ગવરનર જનરલ તરફથી ફરમાવવામાં આવ્યું હતું.

ગવરનર જનરલના આ હુકમના પાલનને અર્થે ડાકટર લેગીન તુરતમાં તૈયાર થયો પરંતુ સહદેવસીંહને લઇ જવાના સંબંધમાં એક અડચણ ઉભી થઈ કેમકે તેને તેની ઘણીજ નાની ઉમ્મરને લઇને તેની માતા પાસેથી અલગ કરવો યોગ્ય લાગતું નહોતું. જેથી અરજ કરવામાં આવતાં સહદેવસીંહની માતાને પણ તેની સાથે લઇ જવા માટેની આજ્ઞા આપવામાં આવી. ૧૮૪૯ ઇ. સ. ના ડીસેંબર માસની ૨૧મી તારીખે પ્રભાતમાં ૬ વાગે ડાકટર લેગીન મહારાજ દલીપસીંહ તેના ભત્રીજા સહદેવસીંહ તથા તેની માતા વીગેરેને સાથે લઇ લાહોરથી ફતેહપુર જવાને નીકળ્યો, દરમ્યાન માર્ગમાં દલીપસીંહ પોતાના ઘોડાને અનેક પ્રકારે ઘુમાવી પોતાના સાથીઓને પ્રસન્ન કરતો રહ્યો હતો.

સને ૧૮૫૦ ઇ. સ. ના ફેબ્રુઆરી માસમાં મહારાજ દલીપસીંહ અને લેગીન ફતેહગઢ પહોંચ્યા પ્રથમ તો દલીપસીંહને રહેવા માટે ગંગાજીની નજીકનું સ્થાન નીયત કરવામાં આવ્યું પરંતુ તે સ્થાન કાંઇક ઉચીત નહીં જણાયાથી લેગીન તરફથી જમીન ખરીદી એક પ્રમોદ ભુવન બનાવવામાં આવ્યું અને મહારાજ દલીપસીંહને રહેવાને માટે ગવરનર જનરલના હુકમથી એક મકાન પણ તૈયાર કરાવવામાં આવ્યું

મહારાજ દલીપસીંહ જે એક સમયે લાહોરના વીશાળ ભવનમાં નીવાસ કરતો હતો તે હવે સાધારણ મનુષ્યની સમાન એક સાધારણ ગામમાં નીવાસ કરવા લાગ્યો. જો સાચૂં કહેવામાં આવે તો એક સાધારણ મનુષ્યની માફક પણ દલીપસીંહ સ્વતંત્ર નહોતો. તેનું નીવાસ સ્થાન ફતેહગઢના કીલ્લા અને છાવણીની મધ્યમાં બનાવવામાં આવેલું હતું. જ્યાં તે એક બંદીવાન સમાન હતો. મકાનની ચારે બાજુએ સીપાહો રાત દીન ચોકી પહેરો રાખી રહયા હતા અને જ્યારે મહારાજ મકાનની બહાર નીકળતા ત્યારે પણ એક હવાલદાર તેમની સાથે રહેતો હતો. ફતેહગઢમાં તેને અંગ્રેજીનું શીક્ષણ આપવા ગાઇઝ નામના એક અધ્યાપક નીયત થયો. વળી ફારસીનો અભ્યાસ એક મોલવી પાસે કરી રહયો હતો. પરંતુ ધારમીક શીક્ષણની ગોઠવણ તો કોઇપણ પ્રકારે થવા પામી નહોતીજ. ફતેહગઢમાંના નિવાસ દરમ્યાન દલીપસીંહને ગાઢો સ્નેહ પોતાના ભત્રીજા સહદેવસીંહ પ્રતી પણ થઇ ગયો. ડાક્ટર લેગીને મહારાજ દલીપસીંહની સાથે રમવાને માટે તેની બરોબરીના અંગ્રેજ બાળકોની પણ વ્યવસ્થા કરી દીધી જેથી દલીપસીંહ વખતો વખત તે અગ્રેજ બાળકોની સાથે શીક્ષણ લેતો રમતો તેમજ કસરત કરતો અને શીકાર ખેલવા પણ જતો રહયો હતો. સહદેવસીંહ પણ ત્યાં જઇ લખતો વાંચતો થઇ ગયો હતો. સંધ્યા સમયે બંને કાકા ભત્રીજા જ્યારે ગંગા કીનારે પોતાના રેશમી પોશાકમાં સજજ થઈ ફરતા ત્યારે તેઓ ઘણા સુંદર દેખાતા હતા. સને ૧૮૫૦ના જુલાઇ માસમાં ડાક્ટર લેગીને દલીપસીંહના વીવાહની ચર્ચા કરી, પરંતુ દલીપસીંહ શેરસીંહની બ્હેનની સાથે વીવાહ કરવામાં સંમત ન થયો. આ રીતે દલીપસીંહને સંમત નહીં નીહાળવાથી લેગીને

કુર્ગનાં રાજાની પુત્રી *જે આઠ વરસની વયની હતી તેની સાથે દલીપ-સીંહના વીવાહ કરવા ઠરાવ્યું. આ સમયે તેણી બનારસમાં હતી. પરંતું દલીપસીંહ વીવાહ કરવા રાજી ન થયાથી લેગીને પણ એ વાત ઉકેલી નહીં.

લોર્ડ ડલહાઉસીને મહારાજ દલીપસીંહનું ફતેહગઢવાળું પ્રમોદભવન પણ ખટકી ઉઠયું ફતેહગઢ ભવનમાં મહારાજ દલીપસીંહ સહદેવસીંહઅને તેની માતા તથા ડાકટર લેગીન અલગ અલગ મકાનમાં રહેતા હતા. તેમાં એક બગીચો હતો. ડાકટર લેગીન આ બાગને સુંદર અને મનોરંજન બનાવવા માટેના પ્રયાસ કરવા લાગ્યો હતો. જે પરથી લોર્ડ ડલહાઉસીએ ડાકટર લેગીનને લખ્યું કે "તમોએ મહારાજના રહેવાના સંબંધમાં જે પ્રકારે ગોઠવણ કરી છે તેમાં વિશેષ ખરચ થાય છે; શું તમો એમ માનો છો કે દલીપસીંહનું જીવન રાજાઓની સમાન રહે? મને તે યોગ્ય લાગતું નથી" આ પ્રમાણેની સુચના કરીને લોર્ડ ડલ હાઉસીએ બાળક દલીપનો બગીચો પણ બનવા ન દીધો! ફતેહગઢમાંના નિવાસ

* સને ૧૮૩૪ ના મે માસની ૭મી તારીખે કુર્ગ ખાલસા થયું હતું. કુર્ગનો છેલ્લો રાજા વીરરાજેંદ્ર વાદિયર કરીને હતો જેને કુર્ગ ખાલસા થયા પછી વીલ્લોરમાં રાખવામાં આવ્યા બાદ ત્યાંથી બનારસ મોકલી આપવામાં આવ્યો હતો. તેને વીકટોરીઆ ગોરીમા નામની એક પુત્રી હતી. લેગીને આ વીકટોરીઆ ગોરીમાની સાથે દલીપસીંહના લગ્ન કરવા ધાર્યું હતું. પરંતુ તેનો તે સમયે તેણે અસ્વીકાર કર્યો હતો. કુર્ગના રાજા પણ દલીપસીંહની માફક ખ્રીસ્તી ધર્મ અખત્યાર કરી ઇંગ્લંડ ગયો હતો જ્યાં તેણે પોતાની છોકરી વીકટોરીઆ ગોરીમાના લગ્ન એક અંગ્રેજની સાથે કર્યાં હતા.

દરમ્યાન દલીપસીંહ પોતાના રાજકીય વસ્ત્રોમાં સજ્જ થઇ દરબાર ભરતો રહ્યો હતો. જેમાં કેટલાક નોકર પણ સામેલ થતા હતા. લેગીન પણ શીખ ધર્મનું સનમાન લક્ષમાં રાખીને પોતાને ત્યાં કદીએ ગૌમાંસ મંગાવતો નહોતો. મહારાજ શેરસીંહની પત્ની તેમજ સહદેવ-સીંહની માતા પણ કોઇ કોઇ વખતે લેગીનને મળતી હતી. લેડી લેગીન પણ સહદેવસીંહની માતાના વ્યહવારથી અત્યંત પ્રસન્ન રહેતી હતી.

ફતેહગઢમાંના નિવાસ દરમ્યાન દલીપસીંહ અંગ્રેજી શીક્ષણ અને સભ્યતા તેમજ અંગ્રેજોના રીતરીવાજ પસંદ કરવા મંડીને ખ્રીસ્તી ધર્મનો અનુયાયી થવાના તેમજ ઇંગ્લંડ જવાના પણ વીચાર કરવા લાગ્યો આથી મહારાજ શેરસીંહની પત્ની તેમજ સહદેવસીંહની માતાની માન્યતા થવા લાગી કે 'હવે તો સહદેવસીંહ શીખોનો નેતા થઇ લાહો-રની રાજગાદી ઉપર બેસવા સમર્થ થશે' લોર્ડ ડલ હાઉસીને પણ આ હકીકત મળી ગઇ. જેથી તેણે ૧૮૫૨ ના જુલાઇ માસની ૨૩મી તારીખે એક પત્ર સીમલાથી લેગીનને લખીને જણાવ્યું કે "શેરસીંહની રાણીને વાકેફ કરજો કે પંજાબમાં શીખ રાજ્યની નાસ્તી હંમેશને માટેજ થઇ ગએલી છે, હવે પંજાબના રાજ સીંહાસન ઉપર આપના પુત્ર કે કોઇને પણ આરૂઢ થવાની આશા રાખવી એ રાજ-દ્રોહ સમ હોઇ વ્યર્થ છે. આવું શીક્ષણ સહદેવસીંહને પણ તેણીએ આપવું જોઇએ અને હવે પછી જો શેરસીંહની રાણી તરફથી પોતાના પુત્રને માટે પંજાબનું રાજ્ય મેળવવાની અથવા ઉચ્ચ પદ પ્રાપ્ત કરવાની આશા દર્શાવવામાં આવશે તો તેનું પરીણામ સહદેવસીંહના લાભમાં સારૂ આવવા પામશે નહીં" લોર્ડ ડલ હાઉસીના આ સંદેશાથી રાણીને લેડી લેગીન દ્વારા વાકેફ કરવામાં આવી. રાણી તરફથી લેડી લેગીનને કહેવામાં

આવતું કે 'મહારાજ દલીપ તો મને મળવા પણ કદી આવતા નથી' આથી એક દીવસ દલીપસીંહ લેડી લેગીનની સાથે રાણીને મળવા માટે ગયો. કુમાર સહદેવસીંહ તથા રાણીનો ભાઇ ઉત્તમસીંહ તેને તથા લેડી લેગીનને જનાનામાં લઇ ગયો. રાણીએ આ ટાંકણે દલીપસીંહ પોતાનો ધર્મ ત્યાગ કરવા ચાહે છે કે નહીં તે જાણી લેવાના હેતુથી ચાલાકીથી લેડી લેગીન તથા મહારાજ દલીપસીંહને ભોજન કરાવ્યું. અને પછી તેમને માટે ફળોનું શરબત બનાવીને તે બધું શરબત દલીપસીંહની સામેજ મુકી દઇને લેડી લેગીનને માટે શરબત ન મુક્યું! દલીપને આથી ઘણુંજ ખોટું લાગ્યું. અને તેથી શરબતનું ભરેલું ગ્લાસ લેડી લેગીન તરફ તેણે ખસેડી મુક્યું. બીચારી લેગીને માન્યું કે દલીપસીંહને માટે બીજા ગ્લાસમાં શરબત લાવવામાં આવતું હશે અને એ માન્યતાથી તેણીએ પોતાની સામેના શરબતના ગ્લાસમાંથી થોડું સરબત પી લઇને શરબતનું ગ્લાસ પાછું મુકી દીધું રાણીએ તો તે બાકી શરબત ફેંકીએ ન દીધું અને ગ્લાસ સાફ પણ ન કર્યું પરંતુ તેમાંજ વધુ શરબત નાંખી મ્હારાજ દલીપસીંહ સમક્ષ તે મુક્યું. લેડી લેગીને કહ્યું "મહારાજ આ શરબત નહીં પીશે" ઉપ્રાંત તેણીએ તેને તે નહીં પીવાને પણ કહ્યું છતાંએ દલીપસીંહ શરબત પીને બ્હાર ચાલ્યો ગયો. દલીપસીંહના આ ઢંગ જોઇ રાણી આશ્ચર્ય પામી. લેડી લેગીન પણ રાણીથી છુટી પડી. અને બહાર આવી મ્હારાજને શરબત પીવાનું કારણ પુછતાં તેણે જણાવ્યું કે શું હું તમારુ અપમાન કરું? તમને માન આપવામાં કદાચ મારી નાતીથી ભ્રષ્ટ થવું પડે તો તે માટે પણ હું તો ન શરમાઉં! આ પ્રમાણે ફતેહગઢમાં જઈ વસ્યા પછી દલીપસીંહનામાં પોતાના સંસ્કારોને સ્થાને વિલાયતી રીતરીવાજ વીગેરે પ્રવેશ થવા માંડયા. અંગ્રેજ બાળકો

સાથના સહવાસથી તેને પોતાના શીર ઉપરના મોટા વાળ રાખવા પણ ઉચીંત નહીં લાગ્યા. અને તેથી લાબા વાળ કપાવી નાંખ્યા. ૧૮૫૧ના ડીસેંબરમાં લોર્ડ ડલ હાઉસી લેડી ડલહાઉસી સહીત ફતેહગઢ આવ્યો ત્યાં તેણે દરબાર ભર્યો. દલીપસીંહે આ દરબારમાં હાજર રહેવું એ કારણે યોગ્ય નહીં માન્યું કે દરબારમાં હીંદના દેશીરાજાઓથી તેને અલગ રાખવાનો વીચાર હતો, જેથી તેણે ગવરનર જનરલની મુલાકાત તેના નીવીસ સ્થાનપરજ લીધી.

૧૮૫૨ ની શરૂઆતમાં મહારાજ દલીપસીંહની ઇચ્છા હીંદુસ્થાનના મુખ્ય સ્થાનો નીહાળવાની થયાથી દલીપસીંહ, લેગીન, લેડી લીંગીન, સહદેવસીંહ તથા કેટલાક નોકર ચાકરો સાથે નીકળ્યો. આ સમયે શેરસીંહની રાણી પોતાના પીતાને ત્યાં ગઇ હતી. માર્ગમાં જ્યાં જ્યાં મહારાજ દલીપસીંહનો પત્તો શીખોને લાગતો ગયો ત્યાં ત્યાં તેઓ તેને નીહાળી કૃતકૃત્ય થવા એકઠા થતા. આ મુસાફરી દરમ્યાન દલીપસીંહે કેટલાએક દરીદ્રીઓમાં રુપાનાણું પણ વહેચ્યું હતું. દીલ્હીમાંથી કીમતી આભુપણોની તેણે ખરીદી કરી. આગ્રાનો તાજ મહેલ અને કીલ્લો પણ નીહાળ્યો ત્યાં તેને સીવીલ તેમજ લસ્કરી અમલદારોએ સારૂં માન આપ્યું હતું તેમ તાજમહેલમાં ખાણું પણ આપ્યું હતું, જે બાદ મેરઠરૂડકી વીગેરે સ્થાનો નીહાળ્યાં પછી દલીપસીંહે હરદ્વાર જોવાની ઇચ્છા પ્રદર્શીત કરી. આ વખતે પંજાબ તથા બીજા ભાગોમાંથી શીખોની ઘણીજ મોટી સંખ્યા ત્યાં યાત્રાર્થે જઇ પહોંચેલી હોવાથી દલીપસીંહને ઇચ્છીક લઇ જઇ હરદ્વાર બતાવવામાં અંગ્રેજોને ભય લાગ્યાથી સરકારે ઘણીજ ગુપ્ત રીતે હરદ્વાર બતાવવાની એવી ગોઠવણ કરી કે પહેલેથી મહારાજના નોકર આદી સર્વને મોકલી દીધા અને પછી એક હાથી

ઉપર મહારાજ દલીપસીંહને બેસાડી હરદ્વારના ગંગાજીના ઘાટપર લઇ જવામાં આવ્યો. આટલૂં છતાંએ કેટલાક શીખોએ હાથીપર બીજું કોઇ નહીં પણ મહારાજ દલીપસીંહજ છે, એમ માની લઇને હાથીને ચારે બાજુએથી ઘેરી લઇને,તેઓ મહારાજ પ્રતી પોતાની ખુશાલી દર્શાવવા મંડ્યા. મહારાજ પોતાને સ્થાને સુખરૂપ પહોંચ્યા ત્યારેજ અંગ્રેજોના જીવ ઠેકાણે પડ્યા. વર્ષાઋતુની શરુઆતમાં તે મસુરી ગયો. દલીપસીંહને વીદેશીઓના રીતરીવાજ ઘણાજ પ્રીય હોઇ અનુકરણ પણ કરતો હતો. જોકે મધપાનથી તો તે દૂરજ રહયો હતો. ત્યાંથી વર્ષાઋતુ પુરી થયા પછી ફતેહગઢ આવ્યા પછી તેની ઉમેદ ખ્રીસ્તી ધર્મ અખત્યાર કરવાની થઇ. દલીપસીંહના એ વીચાર સંબંધી ગવરનર જનરલની અનુમતી આવ્યાથી ૧૮૫૩ ના માર્ચ મહીનાની ૮ મી તારીખે તેણે પોતાના પવિત્ર ધર્મનો ત્યાગ કરીને ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કર્યો. આ સમયે દેશી તેમજ વીદેશી ખ્રીસ્તી ધર્માવલંબીઓ પૈકી લોર્ડ ડલહાઉસી,સર હેનરી લોરેન્સ, સર ફ્રેડરીક કેરી,રેવરંડ વીલસન,રેવરંડ કૃષ્ણમોહન બેનરજી. રેવરંડ ગોપીનાથ નંદી, મીસ્ટર જ્ઞાનેંદ્ર મોહન ઠાકુર આદી તરફથી અભીવંદન પત્રો મોકલવામાં આવ્યા હતા, વળી લોર્ડ ડલહાઉસી તરફથી તો સાથે વળી ખ્રીસ્તી ધર્મનું પવિત્ર ધર્મપુસ્તક બાઇબલ પણ પોતાના તરફથી "સપ્રેમ ભેટ" વીગેરે લખાણ સાથનું મોકલી આપવામાં આવ્યું હતુ.

દલીપસીંહની ઇચ્છા ઈંગ્લંડ જવાની હતી તેથી તો વાંચકો વાકેફજ છે. તેને ઇંગ્લંડ જવાની પરવાનગી મળી. લોર્ડ ડલહાઉસીએ લોગીનને એક પત્ર લખ્યો હતો, તેમાં એવું પણ જણાવ્યું હતું કે મહારાજની ઉમેદ હોય તો તેમની સાથે સહદેવસીંહને પણ લઇ જવામાં તેમને વાંધો નથી. દલીપસીંહે ઇંગ્લંડ જવાની તૈયારી કરી. સહદેવસીં-

હની માતા પોતાના પુત્રને મોકલવા આતુર નહોતી જેથી તેણે એ હકીકત સાંભળતાં સમીપજ ગવરનર જનરલને એક પત્ર લખીને સહદેવ-સીંહને ઇંગ્લંડ નહીં મોકલવા જણાવ્યું, અને તેની સાથે હરદ્વારમાં રહેવાની ઇચ્છા પ્રદર્શીત કરી તે માટેની આજ્ઞા માંગવામાં આવી. દલી-પસીંહ લખનઉ, કાશી થઇ ૧૮૫૪ ના ઉન્હાળાની ઋતુમાં કલકત્તે જઇ પહોંચ્યો. લોર્ડ ડલહાઉસીએ તેને ગવર્નમેંટ હાઉસમાં નીમંત્રી તેનું સન-માન કર્યું. આ દરમ્યાન સહદેવસીંહની માતાનો પત્ર પણ તેને મળી ગયો હતો, કે જેમાં સહદેવસીંહને ઇંગ્લંડ નહીં મોકલવાની વીનંતી કરેલી હતી. લોર્ડ ડલહાઉસીએ તેણીની તે વીનતીને માન્ય રાખીને તેને તેની માતા પાસે પાછો મોકલી આપ્યો. ૧૮૫૪ ના એપ્રીલ માસની ૧૯ મી તારીખે મહારાજ દલીપસીંહ ઇંગ્લંડ જવા માટે સ્ટીમરપર આરુઢ થયો. તે સમયે સ્ટીમરના છેક ઉપલા ભાગ સુધી દલીપસીંહને વીદાય કરવાને માટે તેના દેશી નોકરો ગયા હતા. જેઓ છેવટની સલામ આપી જુદા પડયા. મહારાજ દલીપસીંહ સાથે લેગીન, અને પંડિત નેમીગોરા નામનો સખસ પણ ઇંગ્લંડ રવાના થઈ ગયો.

---

## પ્રકરણ ૧૩ મું.
### ઇંગ્લંડમાં નિવાસ

દલીપસીંહે જુન માસમાં લંડન જઇ પહોંચી ત્યાંના કલેરીજ હોટલમાં પોતાનું નિવાસ સ્થાન નીયત કરીને કોર્ટ ઓફ ડાયરેકટર સમક્ષ પોતાના નિવાસ સ્થાન માટે એક સ્થાન બનાવવાને માટે માંગણી કરવામાં આવી અને તેનો તેના તરફથી સ્વીકાર પણ કરવામાં આવ્યો પરંતુ તે તૈયાર થયું તે દરમ્યાન તે

તેને ફક્ત હોટલમાંજ પોતાનું નિવાસ સ્થાન રાખવું પડ્યું. મહારાજ દલીપસીંહની રહેણી કરણી અને પ્રેમાળ વૃત્તી અનુભવી કોર્ટ ઓફ ડાયરેકટર્સના સભાસદો પણ તેની તે વૃત્તીથી પ્રસન્ન થયા. નામદાર મહારાણી વીકટોરીઆ તથા તેમના પતી તરફથી પણ મહારાજ દલીપસીંહને પોતાના રાજમહેલમાં આવીને મળવા માટેનું આમંત્રણ માન ભરી રીતે કરવામાં આવ્યું. અને મુલાકાત લેવામાં આવી મહારાણી વીકટોરીઆ આ પ્રસંગે મહારાજ દલીપસીંહની રહેણી કરણી નીહાળી ઘણોજ આનંદ પામી

ખ્રીસ્તી ધર્મ અખત્યાર કર્યા પછી તેમજ ઇગ્લંડ જઇ પહોંચ્યા પછી પણ મહારાજ દલીપસીંહે પોતાના પંજાબી પોશાકનો ત્યાગ કર્યો નહોતો પરંતુ તેણે હંમેશાં સુંદર કાસ્મીરી કુરતુ, સોનેરી ભરતથી ભરેલી પાટલુન ઉપરાંત માથા ઉપર ભારે કીંમતી રત્નો જડીત શીરપેચ વાળી પાઘડી ધારણ કરતા રહીને આભુષણ તરીકે ભારે કીંમતી મોતીની માળા ડોકમાં ધારણ કરીને તેજ પોશાકમાં કોર્ટ ઓફ ડાયરેકટર્સમાં પણ આવજા કરવાનું ચાલુ રાખ્યું હતું. વળી મહારાણી વીકટોરીઆ અને તેમના પતી તરફથી પણ મહારાજ દલીપસીંહને પોતાના મહેલમાં બોલાવવામાં આવતો હતો અને તેથી તે પણ ત્યાં લેડી લેગીનને સાથે લઇને મહેલમાં જતો હતો.

એક વખતે મહારાણી વીકટોરીઆ તરફથી લેડી લેગીનને એવો પ્રશ્ન કરવામાં આવ્યો કે કુંવર દલીપસીંહ કોઈ વખતે કોહીનુર હીરા સંબંધી ચર્ચા કરે છે ખરો યાતો તેનો સંબંધમાં કાંઇ અંતરમાં દુખવાય છે ખરો કે નહીં ! મહારાણી વીકટોરીઆ તરફના લેડી લેગીન જોગ આ પ્રશ્નના ઉત્તરમાં લેડી લેગીને મહારાણીને જણાવ્યું કે "ઇગ્લંડ આવ્યા પછીથી તે તેણે કદીએ તેના સંબંધમાં ચર્ચા નથી કરી પરંતુ

હીંદમાં તો તેણે કેટલીએક વાર એ સંબંધમાં પુછપરછ કરી હતી. જે ઉપરથી મહારાણી વીકટોરીઆ તરફથી લેડી લેગીનને એવી પુછ પરછ દલીપ સાથે કરીને વાકેફ થવાને કહેવામાં આવ્યું કે કદી દલીપસીંહ મહેલમાં આવે તો તે પ્રસંગે તે કોહીનુર હીરો જોવા ઈંતેજાર છે ખરો કે કેમ તેના સંબંધમાં તેના મનોભાવથી વાકેફ થવા પ્રયત્ન કરવો. મહારાણી વીકટોરીઆની આ વાતથી લેડી લેગીનના અંતઃકરણને દુઃખ થયું કારણકે કોહીનુરના સંબંધમાં મહારાજ દલપસીંહ કેવા વીચારો ધરાવે છે તે બાબદથી તેણી તો યથેચ્છ રીતે વાકેફજ હતી. પરંતુ મહારાણી વીકટોરીઆની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ પણ ત્હેના અંતઃકરણને યોગ્ય લાગ્યું નહીં જેથી એક દીવસે રાજમહેલમાં જવાના એક દીવસ આગમચ મહારાજ દલીપસીંહ અને લેડી લેગીન ઘોડેસ્વાર થઇ રીચમંડ પાર્ક તરફ ફરવા ગયા હતા તે પ્રસંગે મહારાજ દલીપસીંહને તેણીએ પુછ્યું કે તમે કોહીનુર જોવાની અંતઃકરણમાં ઉમેદ ધરાવો છો ખરા કે ?! દલીપસીંહે તેણીના ઉકત પ્રશ્નનો વળતો જવાબ આપતાં કહયું કે "હા જોવાને ઉમેદ તો છે," જે ઉપરથી તેણીએ પુનઃ પ્રશ્ન કરી પુછ્યું કે "તેને નીહાળ્યા પછી શું કરશો"?! મહારાજ દલીપસીંહ તેણીના આ પ્રશ્નથી કાંઇક વીચારમાં પડયા જેવું થયું જો કે પછીથી તુરતમાંજ તેણે જણાવ્યું કે "એકવાર પુનઃ તેને હાથમાં લઇને જોવાની ઉમેદ છે" આ ઉપરથી વળી પાછો તેણીએ એવો પ્રશ્ન કર્યો કે "હવે તમો તેને તમારા હાથમાં લઇને શું કરશો !?" મહારાજ દલીપસીંહે તે ઉપરથી વળતો જવાબ આપી જણાવ્યું કે "હું મહારાણી વીકટોરીઆને તે ભેટ આપવાને ઇંતેજાર છું કારણકે સંધી થઇ તે સમયે મ્હને એ વાતો સમજવાની બુદ્ધી નહોતી."

બીજે દીવસે મહારાજ દ્લીપસીંહ તેણીની સાથે રાજમહેલમાં ગયા આ પ્રસંગે તેણીએ મહારાજ દ્લીપસીંહની સાથે આગલે દીવસે પોતાને જે વાતચીત થએલી તે વાતચીતની બીનાથી મહારાણી વીકટોરીઆને જ્ઞાત કરી આથી મહેલમાંના દરવાજાનો રક્ષક પણ થોડાજ સમયમાં કોહીનુર હીરો લઇને આવી પહોંચ્યો. દ્લીપસીંહ પોતે તો કોહીનુર હીરો મંગાવવામાં આવ્યાની બીનાથી જ્ઞાત હતોજ નહીં એટલે તે તો રાજમહેલમાં બહારના રક્ષકને આવેલો નીહાળતાં આશ્ચર્ય ચકીત થઇ જઇ ઉભો થયો. એટલે તુરતજ મહારાણી વીકટોરીઆએ કોહીનુર હીરો પોતાની હથેલી ઉપર રાખ્યો અને તે તેને બતાવીને પ્રશ્ન કર્યો કે " શું તમોને આ યાદ આવે છે? ! " મહારાજ દ્લીપસીંહે વળતો ઉત્તર આપતાં કહ્યું "હા, એ કોહીનુર છે, અને એને હું ઓળખું છું" દ્લીપસીંહનો આ ઉત્તર સાંભળી મહારાણીએ તેના પ્રતી વળી એવો પ્રશ્ન કર્યો કે " આગળ કરતાં એ ઉત્તમ લાગે છે ખરો ? " જે ઉપરથી તેણે તે પોતાના હાથમાં લઇને કેટલોક સમય પર્યંત નીહાળ્યો. અને પછી કહ્યું " પહેલા કરતાં તો એનું તેજ હાલ વધી ગયું છે પરંતુ એનું વજન તો કાંઇક ઘટી ગયું છે ખરૂં " આટલું જણાવ્યા પછી તેણે તે કોહીનુર હીરો મહારાણી વીકટોરીયાનાં હાથમાં ફરીને મુકી દીધો. આ પ્રસંગે તેણે બતાવેલી અતુલ ધીરજ, શાંતી તેમજ આત્મ સંયમ ઘણુંજ પ્રસંશનીય હતું આટલા બધા દીવસો પછી પણ પોતાના અમુલ્ય રત્નને નીહાળ્યા પછી પણ તેનું ચિત્ત જેમ ચલાયમાન ન થયું તેમ,તેના મુખમાંથી કોઇ અયોગ્ય ઉચ્ચાર સરખોએ ન નીકળ્યો.દ્લીપસીંહના આ રીતે અનેક ગુણો નીહાળી મહારાણી વીકટોરીઆ તેમજ તેના પતિ ઘણા આનાંદીત થયા. મહારાણી વીકટોરીયાએ દ્લીપસીંહના જીવન

વૃત્તાંતથી માહીતગાર થવાની ઇચ્છા પ્રદર્શીત કરી, જે ઉપરથી દલીપસીંહનું જીવન વૃત્તાંત લેગીન તરફથી લખીને આપવામાં આવ્યું. મહારાણી વીકટોરીઆની મહેરબાનીથી લેગીનને નાઇટની ઉપાધીથી નવાજવામાં આવ્યો, અને તેથી તે ડાકટર લેગીનને સ્થાને સર લેગીનના નામથી ઓળખાવો શરૂ થયો. ઇંગ્લંડમાનાં વસવાટ દરમ્યાન દલીપસીંહને મહારાણી વીકટોરીઆના પૂત્રોની સાથે પણ સારો પ્રેમ બંધાઇ ગયો હતો. એક વખતે તો તેને મહારાણી તરફથી આસવર્ણ નામના મહેલમાં પણ આમંત્રણ કરીને નોતરવામાં આવ્યો હતો. દલીપસીંહ પણ રાજકુમારોની સાલગ્રેહ પ્રસંગે કાંઇને કાંઇ ભેટ મોકલતો રહયો હતો. દલીપસીંહની ઇચ્છા યુનીવરસીટીની પરીક્ષામાં બેસવાની હતી. પરંતુ તે માટેની પરવાનગી મળી નહીં. વળી લોર્ડ હારડીંજના નીમંત્રણથી તેને ત્યાં જઇને એક અઠવાડીઆ પર્યંત કેન્ટ નગરમાં પણ તે રહયો હતો.

ઇ. સ. ૧૮૫૭ ના ડીસેંબર માસમાં ૧૯ વરસની વયે પહોંચતાં દલીપસીંહે પોતાના ગૃહનો પ્રબંધ કરવાની સત્તા પોતાને મળવા માટે વીનંતી કરતાં લખી પઢીને અંતે બોર્ડ ઓફ ડાયરેકટર્સથી તે મેળવવા શકતીવાન થયો. ઇંગ્લંડના વસવાટ દરમ્યાન તેણે લખવા વાંચવામાં રસલઇને થેડાજ સમયમાં જર્મન, ફ્રેંચ, ઇટલી વગેરે ભાષાઓનું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું, વળી તેણે ઇંગ્લંડમાંની કેટલીક સંસ્થાઓ તેમજ અમૃતસરની પાસેના કંઇક વિદ્યાલયોને પણ વારસીક મદદ આપવાની વ્યવસ્થા કરી. ઇંગ્લંડમાં બે વરસ ગાળ્યા પછી તેની ઇચ્છા હીંદ તરફ પાછા આવવાની થઇ, પણ તે પહેલાં ઇટાલીની સહેલગાહે જવાની પણ ઉત્કંઠા થઇ; તેથી તે સર લેગીન તથા લેડી લેગીનને લઇને તેમની સાથે ફ્રાન્સ તેમજ ઇટલી ગયો. ઇંગ્લંડમાંના વસવાટ દરમ્યાન તેનો

સાંભળવામાં આવ્યું કે સરકાર તરફથી અવધ રાજ્યને બ્રીટીશ રાજ્ય સાથે જોડી દઇને તેને વારસીક વેતન તરીકે પચાસ લાખ રૂપીઆનું વેતન નક્કી કરી આપવામાં આવ્યું છે વીગેરે. દલીપસીંહે આ હકીકત સાંભળ્યા તે પછી પોતાના અંતઃકરણમાં એવો વિચાર કરવા લાગ્યો કે "જ્યારે અવધના નવાબોને સરકાર તરફથી વારસીક વેતન રૂપીઆ પચાસ લાખનું આપવામાં આવે તે શું પંજાબ કેસરી મહારાજ રણજીતસીંહના પુત્ર અને પરીવાર માટે પાંચ લાખનું વેતન યોગ્ય માને છે. સંભવ છે કે સરકાર કોઇ પ્રકારે પણ ભવિષ્યમાં ગોઠવણ કરી આપશેજ" આવા વીચાર થવાથી દલીપસીંહે તા. ૧૦ મી ડીસેંબર ૧૮૫૬ ઇ. સ. ના દીને કોર્ટ ઓફ ડાયરેકટર્સને એક પત્ર લખ્યો. જેનો લગભગ દોઢ મહીને એવો જવાબ ફરી વળ્યો કે "મહારાજના ઇંગ્લંડના વસવાટ દરમ્યાનની રહેણી કરણીથી કોર્ટ ઓફ ડીરેકટર્સ પ્રસંન હોઇ નીવાસ સ્થાનના બંધનમાંથી તેમને મુક્ત કરવા તૈયાર છે. વળી મહારાજના વંશજોમાંના કોને કેટલું વેતન હીંદમાં આપવામાં આવતું રહ્યું છે અને ભવિષ્યમાં કોને કેટલું આપવામાં આવતું રહેશે. તેના સંબંધમાં મહારાજને તેઓ હીંદુસ્તાન જઇ આવ્યા પછી જણાવી વાકેફગાર કરવામાં આવશે." વળી આ ઉપરાંત કોર્ટ ઓફ ડાયરેકટર્સે લખી જણાવ્યું હતું કે "સંધી અનુસાર નીવાસ સ્થાનના સંબંધમાં જે અંકુશ હતો તે અંકુશમાંથી તેમને મુક્ત કરી દેવામાં આવ્યા છે" મહારાજ દલીપસીંહે ઇંગ્લંડ જતાં તે પ્રસંગે તેનો અમુલ્ય સામાન ફતેહગઢ ભુવનમાં રહેવા દીધો હતો જે સીપાહીઓએ ફીતુરી બની ચલાવેલી લૂંટમાં વેડફાઇ ગયો. મહારાજ દલીપસીંહ આ હકીકતથી જ્ઞાત થતાં ભારે શોકમાં પડ્યો. કેમકે પોતાની તમામ સંપત્તિ જે પંજાબ રાજ્યના

ખાલસા થયા પછી પોતાને હસ્તક હતી તે આ રીતુરી સીપાહોએ રીતુરી બની ચલાવેલી લુંટમાં નાશ પામી ગઇ. લેગીનને સરકાર તરફથી જે વેતન આપવામાં આવતું હતું તે વેતન પણ સરકાર તરફથી બંધ કરવામાં આવ્યું જેથી દલીપે કંપની સરકારને પોતાના વેતનમાંથી રૂા. ૪૩૩-૫-૪ લેગીનને આપવાને માટે લખ્યું પરંતુ તેનો પણ અસ્વીકાર કરવામાં આવ્યો. દલીપસીંહે સહદેવસીંહ વીગેરેના સંબંધમાં પણ લખા પઢી કરી ત્યારે સરકારે શેરસીંહના પુત્રને પાંચ હજારનું વારસીક વેતન આપવાનું સ્વીકાર્યું. તા૦ ૨૦ મી માર્ચે લોર્ડ સ્ટેનલીએ મહારાજ દલીપસીંહને લખ્યું કે હવે તમને ૨૫૦૦૦ પાઉંડ યાને અઢી લાખ રૂપીઆ મળવા પામશે જે ઉપરથી મહારાજ દલીપસીંહે "તે પોતાને જીવનભર મળશે કે પોતાના વંશ વારશીને પણ પેઢીધર પેઢી મળશે" એ બાબદમાં ખુલાસો પુછાવ્યો જેના જવાબમાં પચીસ હજાર પાઉંડમાંથી પંદર હજાર પાઉન્ડ જીવનભર મળ્યા જવાનું અને બાકી દશહજાર પાઉંડમાંથી તેની સ્ત્રીને માટે ત્રણ હજાર પાઉંડની વારસીક વ્યવસ્થા કરી ઇંગ્લંડના ધારા મુજબ બાકીમાંથી તેના ઉત્તરાધીકારીઓને વહેંચી અપાતું રહેવામાં આવનાર જણાવી જો કદી મહારાજના કોઇ વંશવારશ ન થયા તો બાકી રકમ તેના વ્યાજ સાથે જે થશે તેમાંથી દસ હજાર પાઉન્ડ મહારાજને વારસીક મળતા રહેશે વીગેરે એમ જણાવવામાં આવ્યા પછી પણ લખાપઢી વેતન સંબંધમાં તેમ હીંદમાના ફતેહગઢમાના પોતાના લુંટાઇ ગએલા સામાન સંબંધમાં ચાલી દરમ્યાન જવાબને અભાવે અને આર્થીક મુશ્કેલીના કારણે અત્યંત વ્યાકુળ થઇ તેણે કોર્ટ ઓફ ડાયરેકટર્સને પોતાની બધી હકીકતથી વાકેફ કરવાને માટે સર ચાર્લ્સ વુડને મળી વિનંતી કરી. તે ઉપરથી મહારાજની

સહી સાથેનો એક પત્ર ૧૮૬૦ના જાનેવારીની ૨૦મીનો સર ચાર્લ્સ વુડે તેની પાસેથી લખાવી લીધો.

કોર્ટ ઓફ ડાયરેકટર્સ તરફથી સર ચાર્લ્સ વુડના મહારાજ દલીપસીંહના એ પત્રના જવાબમાં તા૦ ૩૦મી માર્ચ ૧૮૬૦ ઈ. સ.ના દીવસે જણાવવામાં આવ્યું કે ૧૮૪૯ની સંધી અનુસાર વેતનમાંથી સરકાર તરફથી મહારાજને કેટલી રકમ મળી છે તેથી માહીતગાર થવાનો મહારાજને કાંઇ અધીકાર નથી. સર ચાર્લ્સ વુડે એ પણ સ્વીકાર્યું છે કે તમામ વેતન દર વરસે ખરચાયું નથી પણ વેતનમાંથી દર વરસે કેટલી રકમ બચવા પામી તેની માહીતી નથી. સંભવ છે કે ૧૫૦૦૦૦ પૌંડથી ૨૦૦૦૦૦ પૌંડ સુધી બચત રહયા હશે. આ ઉપરાંત વુડે એ પણ જણાવ્યું કે જેને અર્થે વેતન નકકી થએલું છે તેનો બીજા કોઇ કાર્યમાં ઉપયોગ કરવાનો ઉદ્દેશ બ્રીટીશ સરકારનો નથી તા૦ ૩જી એપ્રીલ ૧૮૬૦ને રોજ દલીપસીંહે આ પત્રનો જવાબ લખતાં જણાવ્યું કે "સર ચાર્લ્સ વુડની મુલાકાત લઇને મેં લખેલા પત્ર માટે મને અત્યંત દીલગીરી થાય છે. સને ૧૮૪૯ની સંધી અનુસાર કઇ કઇ વૃત્તી લેનારાઓ મરણ શરણ થયા છે અને તેમાંથી કેટલી રકમ બચી છે તેના સંબંધમાં જ્યાં સુધી તમામ હકીકત મને પુરી પાડવામાં આવશે નહી ત્યાં સુધી હું મારો હક જતો કરી શકતો નથી." આ પત્રને દોઢ વરસ થઇ ગયું પણ કાંઇ પ્રત્યુત્તર ન મળ્યો દરમ્યાન દલીપસીંહ પુનઃ હીંદ આવી પહોંચ્યો. અત્રે જણાવવું જરૂરી છે કે ઇગ્લંડમાં રહેવા છતાંએ અને અંગ્રેજ સ્ત્રીઓ અને સજ્જનોના સમાગમમાં આવવા છતાં પણ તેમજ અંગ્રેજોના નાચોમાં ભાગ લેવા છતાં પણ તેણે પોતાના ચારીત્ર્યને જેમ કીંચીત પણ આંચ આવવા દીધી નહોતી, તેજ મુજબ અંગ્રેજ મહીલાઓની મોહજાળ વટીકમાં પણ તે ફસાઈ પડવામાંથી મુક્ત રહેવા પામ્યો હતો.

# પ્રકરણ ૧૪મું.

## માતા પુત્રનો મેળાપ અને પુનઃ વિલાયતગમન અને લગ્ન સંબંધ.

સને ૧૮૯૦ ના ડીસેંબર માસમાં દલીપસીંહ પોતાની માતા જીન્દાના સંબંધમાં હીંદ આવી કાંઇક યોગ્ય ગોઠવણ કરવા બની શકે તે હેતુથી તેમજ હીંદમાં વાઘનો શીકાર ખેલવાની ઉમેદથી ઇંગ્લંડથી હીંદ આવવા ઇચ્છયું. આ સમય દરમ્યાન દલીપસીંહની માતા મહારાણી જીંદા નેપાળમાં મહારાજ જંગબહાદૂરના આશ્રય હેઠળ પોતાના દીવસો નીર્ગમન કરી રહી હતી. મહારાણીને તેના ખરચ નીમીત્તે નેપાળ દરબાર તરફથી વારસીક રુપીઆ વીસ હજારની રકમ મળતી હતી. જંગબહાદુરની આંતરેચ્છા કેટલાક કારણોને લઇને એવી હતી કે તેણી નેપાળ છોડી જાય વળી મહારાણી જીન્દાએ પોતે પણ કોઇ અજાણ્યા સખસની મારફતે અંગ્રેજ સરકારને પોતાના રહેઠાણના સંબંધમાં તેમજ પોતાનું વેતન સ્થીર કરવાના સંબંધમાં વિનંતી કરી હતી દલીપસીંહની જાણમાં આ હકીકત આવતાં તેથી તેને બહુજ ખરાબ લાગ્યું. ત્યારે વળી રાણા જંગ બહાદુરે તો એમ પણ કહયું હતું કે "જો મહારાણી કવચીત બ્રીટીશ હીંદમાં દાંડીઓ સરીગો મુકશે તો તેને કદી પણ નેપાળમાં આવવા દેવામાં આવશે નહીં તેમ નેપાળ દરબાર તરફથી એક ફુટીબદામ સરખી પણ આપવામાં આવશે નહીં." આ બધી વાતોથી જ્ઞાત થતાં દીલગીર થઇને દલીપસીંહ તરફથી હીંદ આવવાને માટે લેગીન મારફતે ગવરનર જનરલ પાસેથી પરવાનગી માંગવામાં આવી.

જે ઉપરથી ગવરનર જનરલ તરફથી પણ દલીપસીંહને હીંદ તરફ પ્રયાણ કરવાને પરવાનગી તો આપવામાં આવી પરંતુ તેની સાથે એમ પણ જણાવવામાં આવ્યું હતું કે "પંજાબમાં તે પ્રવેશ કરી શકશે નહીં. અંગ્રેજી રાજ્યમાં મહારાણી જીન્દાને રહેવાના સંબંધમાં ગવરનર જનરલ તરફથી કોઇપણ પ્રકારની હરકત નથી. આથી દલીપસીંહે પોતાની હીંદમાંની નાશ પામેલી સંપતિ સંબંધી ઘટતું કરવાનો બોજો લેગીનના શીરપર નાંખીને ૧૮૬૧ના જાનેવારી માસમાં પુનઃ હીંદુસ્થાન આવી પહોંચીને કલકત્તાના સ્પેન્સ હોટલમાં પોતાનો ઉતારો કર્યો અને ત્યાં મહારાજ શેરસીંહના પુત્ર અને પોતાના ભત્રીજા શહદેવસીંહને મળ્યો અને તેમની વીનતી ઉપરથી મહારાણી જીન્દાને નેપાળમાંથી બોલાવી લાવવાને માટે સીવરામ નામના એક સખસને નેપાળ મોકલ્યો દરમ્યાન રાણી જીન્દાને માટે કમમાંકમ વારસીક વેતન રૂપીઆ બેથી ત્રણ હજારનું સરકાર તરફથી નક્કી કરવામાં આવ્યું છે અને કલકત્તામાં તેણીના નિવાસ માટે એક સ્થાન મુકરર કરવામાં આવશે એવું જ્યારે વચમાં દલીપસીંહે સાભળ્યું હતું ત્યારે તેના ક્રોધની સીમા નહોતી રહી પ્રથમ તો દલીપસીંહ સમજીજ શક્યો નહોતો કે પોતાની માતા મહારાણી જીન્દાની સાથે સરકાર તરફથી આ પ્રકારનું નીષ્ઠુર વર્તન ચલાવવામાં આવશે. નેપાળથી મહારાણી આવતાં બાર વરસના વીયોગને અંતે માતાપુત્રનો મેળાપ થવા પામ્યો મહારાણી જીન્દાએ પોતાના પુત્ર દલીપસીંહનું મુખ નીહાળીને પોતાના ભાગ્યને કૃતકૃત્ય થએલું માન્યું દલીપસીંહ પણ આ વખતે માતાના ચરણમાં પોતાનું મસ્તક નમાવી કૃતાર્થ થયો,

મહારાણી જીન્દા આ સમયે આગળની માફક જેમ સૌંદર્યતામાં

નહોતી તેમ તેણીની આંખનું તેજ પણ કાયમ રહયૂં નહોતું. તેની આંખોનું તેજ કમી થઇ ગયું હતું, જેથી તે બરોબર આંખે નીહાળવાને પણ અશક્તી થઇ ગઇ હતી, વળી શરીરે પણ અશક્ત થઇ ગઇ હતી. આથી મહારાણી જીન્દાને પોતાના પુત્રથી દુર રહેવું મુસ્કેલ લાગવા માંડયું. દલીપસીંહ ઇંગ્લાંડના નીવાસથી વીલાયતી રીત રીવાજમાં રહેતો થઇ ગએલો હોવાથી તેને આ સંસારનો કાંઇપણ અનુભવ નહોતો ૧૮૬૧નાં ફેબ્રુઆરી માસમાં તેણે લેગીન ઉપર એક પત્ર ઇંગ્લંડ ખાતે લખીને પોતાને હીંદમાં કંટાળા સમાન લાગતું જણાવી પોતાના દર્શનાર્થે અનેક સખસો અને જુના નોકર આવી પડપુછ કરી કંટાળો આપતા હોવાથી હીંદીઓ ઉપર પોતાને ઘૃણા છુટતી હોવાનું જણાવ્યું હતું. અને અંતમાં જણાવ્યું હતું કે હું ઇંગ્લંડ આવવાને માટે સર્વસ્વ અર્પણ કરવા તૈયાર છું. વિલાયતી રીતરીવાજો અને સભ્યતામાં લુબ્ધ થએલા અને તેમાં રગદોળાયલા દલીપના અપકવ અનુભવનુંજ આ પરીણામ હતું ! જે હીંદને તે ઘૃણાની દ્રષ્ટીએ નીહાળી રહયો હતો. તેજ ભારતના દર્શનાર્થે પાછળથી ભટકતો ટળવળતો અને રઝળતો તે આ સંસારમાંથી વિદાય થઇ ગયો. આનાથી વધારે અદુરદર્શીતા અને દુરબુદ્ધીનું બીજું કયું ઉદાહરણ હોય !

કલકત્તાની સ્પેન્સ હોટલમાં દલીપસીંહ જે વખતે ઉતર્યો હતો તે વખતે ઘણાએ શીખ સૈનીકો ચીનથી કલકત્તે ઉતરી આવ્યા હતા. તેમના સાંભળવામાં આવ્યું હતું કે દલીપસીંહ ઇંગ્લંડથી આવી પહોંચ્યો છે ત્યારે તેઓએ આનંદમાં હર્ષઘેલા બની જઇને હોટલને ચારે બાજુએથી ઘેરી લઇને ખુશાલી પ્રદીપ્ત કરવા લાગ્યા હતા. દલીપસીંહના ઇંગ્લંડથી પાછા ફર્યા પછી તેની મુલાકાત લોર્ડ કેનીંગ કેટલીક વખત

ીધી પરંતુ મહારાજ દલીપસીંહ પ્રતી શીખોની લાગણી અવીચળ છે
ેવું તેને માલમ નહોતું જેથી તે શીખોની અપ્રતીમ લાગણી નીહાળીને
ેકદમ ચોંકી ઉઠયો અને તુરતજ તેણે દલીપસીંહને હીંદુસ્થાન છોડી
જવાને ફરમાવ્યું! દલીપસીંહ પણ ઈંગ્લંડ જવા ખુશીથી
ૈયાર થઇ ગયો. પરંતુ સીંહનો શીકાર કર્યા વીનાજ જવાની
જરૂર ઉભી થવાથી તેને દુઃખ થયું. કારણકે સીંહનો
ીકાર કરવા માટે તો તેણે નવી પદ્ધતીનાં હથીઆરો વગેરે
ણ ખરીદ્યાં હતાં. ઈંગ્લંડ જવાની ખટપટમાં તે લેવાનું પણ તે
ુલી ગયો. દલીપની માતાએ જોયું કે આટલા દીવસો પછી વૃદ્ધાવ-
સ્થાએ પણ પોતાના વ્હાલા પુત્રથી વીયોગી રહેવું પડશે. આથી તેણી
ણ ઈંગ્લંડ સાથે જવાને તૈયાર થઈ ગઇ. સરકારે પણ તેણીને ઇંગ્લંડ
જવાને માટે રજા આપી કેમકે તેતો તેણીને લંકા સીલોન (સીંહલદ્વીપ)
ાં રાખવા માંગતીજ હતી. ચૂનારના કીલ્લામાંથી જતી વખતે મહા-
રાણીના આભુષણો અને મણીરત્નો જે સરકારની પાસે હતા તે પણ
ેને પાછા આપી દેવામાં આવ્યાં અને બને માતા અને
ુત્ર જુલાઇ માસમાં ઇંગ્લંડ પહોંચ્યા ત્યાં સીટીઝન
ીપ મેળવવાને માટે દલીપે પ્રાર્થના કરી જેનો સ્વીકાર
કરવામાં આવ્યો મહારાણી જીન્દા ઇંગ્લંડના રીત રીવાજો
ીહાળીને અજાયબીમાં ગરકાવ થવા લાગી. અને તેણીએ ત્યાં વીલાયતી
ોશાક પહેરવાનું શરૂ પણ કર્યું પરંતુ પડદો રાખવામાં તેને મુશ્કેલી
સહન કરવી પડતી હતી. મહારાણી જીન્દા ઇંગ્લાંડ નહોતી ગઇ તે
પહેલાં તો દલીપસીંહ નીયમીત રીતે દર રવીવારે દેવળમાં પ્રાર્થના કરવા
જતો હતો પરંતુ મહારાણી જીન્દાના ઇંગ્લાંડના વાસ પછી તો તે દેવ-

ળમાં જતો પણ બંધ થઇ ગયો અને ખ્રીસ્તી ધર્મ પ્રત્યેની તેની લાગણી ઓછી થઇ ગઇ. દલીપસીંહનું આ વર્તન ઇંગ્લંડવાસી ખ્રીસ્તી ધર્માનુયાયીઓને અયોગ્ય લાગ્યું. અને તેથી મહારાણીના પ્રભાવથી દલીપને વીમુખ રાખવાનું ઉચીત માન્યું ત્યારે કેટલાકોએ વળી મહારાણીને હીંદુસ્તાન પાછી વીદાય કરવાની સલાહ પણ દલીપને આપી દીધી. દલીપસીંહને તે રૂચ્યું નહીં અને તે પોતાની માતા સાથે હીંદુસ્તાન પાછો ફરવા તત્પર થયો, પરંતૂ સર લેગીન અને લેડી લેગીને તેને તેમ કરતો અટકાવ્યો. અને ભારે વાદવીવાદ પછી મહારાણીને રહેવાને માટે જુદા મકાનની વ્યવસ્થા કરવામાં આવી. આથી પણ દલીપસીંહના હૃદય ઉપર ભારે આઘાત થયો.

૧૮૬૩ માં મહારાણી વીકટોરીઆના પતી પ્રીન્સ આલબર્ટ વીકટરના પ્રયત્નથી સ્ટાર ઓફ ઇંડીઆ નામની ઉપાધી આપવામાં આવી. જેનાથી દલીપસીંહ પણ નવાજવામાં આવ્યો, અને ૧૮૬૩ નાં ઓગસ્ટ માસમાં મહારાણી જીન્હાના જીવનનો અંતીમ સમય આવી પહોંચ્યો. સાત સમુદ્રને પાર અજ્ઞાત પ્રદેશમાં તેણે પોતાના પુત્રની પાસે પોતાનો પ્રાણ પોતાના કીરતારને સોંપ્યો. મરણ વખતે મહારાણીએ પોતાના મૃતક દેહની ક્રીયા હીંદુસ્તાનમાં કરવા માટેની ઇચ્છા દલીપસીંહ સમક્ષ પ્રદર્શીત કરી હતી, પરંતુ કેટલાક કારણોથી તેમ કરવાને તે શકતીમાન ન થયો બે મહીના પછી સર લેગીન પણ મરણ પામ્યો. આથી તેને ભારે દુ:ખ થયું. લેગીનના સ્મરણાર્થે દલીપસીંહે લેગીનની સમાધી ઉપર એક સુંદર પત્થરનો સ્થંભ ચણાવ્યો અને પોતાની માતાના મૃતક દેહની દહનક્રીયા ભારતમાં કરવા નિમીત્તે હીંદ આવવા તત્પર થયો પરંતુ તે પહેલાં તેણે લેડી લેગીન તથા તેના બાળબચ્ચાંને મળીને

તેમના જીવન નર્વાહાર્થે સુવ્યવસ્થા કરવાનું વચન આપ્યું અને તેની સાથે વળી એમ પણ કહ્યું કે "મારૂં ભાવી જીવન સુખી નથી રહેવાનું હવે હું ઉચ્ચ કુળની કન્યા સાથે વીવાહ કરવાને નથી ઇચ્છતો, પરંતુ કોઇ સુશીલ અને સુંદર અનાથ બાળીકા સાથે વીવાહ કરીને તેને કે. ળવીને મારી સાથીણી બનાવીશ કે જેથી તે મ્હારા સુખ દુઃખની ભાગીણી થાય અને તેથી કાંઇક પણ મને શાંતી મળે!" સને ૧૮૬૪ ના મે માસમાં દલીપસીંહ પોતાની માતાનું શબ લઇ મુંબઇ આવી પહોંચ્યો અને નર્મદા નદીના તટ ઉપર પોતાની માતાના દેહનો અગ્ની સંસ્કાર કરી પુનઃ ઇગ્લંડ તરફ વિદાય થયો.

મુંબઇથી ઇગ્લંડ જતાં માર્ગમાં દલીપસીંહેઇજીપ્તનીરાજધાની એલેકઝાંડ્રીયામાં નીવાસ કર્યો ત્યાં એક મહીલાના મોહપાસમાં મોહીત થઇ જઇને વીવાહની ઇચ્છા પ્રદર્શીત કરી. જેથી તેણીને પણ આનંદ થયો, કન્યા ઉમરે ૧૬ વરસની હોઇ સ્વભાવે શુશીલ અને સ્વરૂપવતી હતી તેનું નામ બંબામુલ્ય્રોહતું. દલીપસીંહને તેની સાથના પાણી ગ્રહણથી જોકે અત્યંત આનંદ થયો, પરંતુ તેણીની સાથે વાતચીત કરવા માટેને મોટી મુસ્કેલી પડવા પામી. કારણકે તેણી અરબી ભાષા શીવાય બીજી કોઇ પણ ભાષાનું જ્ઞાન ધરાવતી નહોતી. આ મુસ્કેલીને લઇને કેટલાક દીવસ પર્યંત તો વાતચીત કરવાને માટે એક દૂભાશીઓ પણ દલીપસીંહને રાખવો પડયો હતો. વળી તેણે પોતાની અર્ધાંગનાને અંગ્રેજી ભાષાનું શીક્ષણ આપવાને એક અગ્રેજ શીક્ષીકાની નીમણુંક કરી જો કે એ રીતે પણ કેટલોક વખત પર્યંત તો મુસ્કેલી સહન કરવી પડી પરંતુ પછીથી દલીપસીંહ પોતાનું જીવન શાંતીથી ગુજારતો રહયો. મહારાણી વીકટોરીઆએ પણ તેમનાં લગ્ન પછી બંબાને પોતાને સ

નીમંત્રી હતી, જે વખતે મહારાણી વીકટોરીઆએ પણ તેની રીતભાત અને સ્વભાવ નીહાળી પોતાનો આનંદ પ્રદર્શીત કર્યો હતો. દલીપસીંહ સાથના બંબાના લગ્ન સંબંધથી તેને ૭ સંતાન થયાં હતાં.

## પ્રકરણ ૧૫મું.

## અંતીમ બનાવો અને મૃત્યુ.

વાંચકો એ વાતથી તો વીદીત થઇ ચુકેલાજ છે કે સને ૧૮૪૯માં થએલી સંધી અનુસાર મહારાજ દલીપસીંહે વેતન મળવાના સંબંધમાં તેમજ ભવિષ્યમાં પોતાના વંશ વારસો અને સંતાનોના વેતન નકકી થવાના સંબંધમાં ઘણીએ લખાપઢી કરી હતી, કમનસીબે બીચારો દલીપસીંહ કાંઇપણ સંતોષકારક ઉત્તર મેળવવા સામર્થ્યવાન ન થયો ! એ સંધી પત્રના સંબંધમાં દલીપસીંહ અને સરકારની વચ્ચે ભારે મતભેદ એવા પ્રકારે હતો કે "દલીપસીંહ એ સંધી અનુસાર પોતાની બાલ્યાવસ્થા દરમ્યાન પોતાને તમામ વેતન ઓછામાં ઓછું ચાર લાખ અને વધુમાં વધુ પાંચ લાખ મળે એવી ઇચ્છા ધરાવતો હોઇ પંજાબ કેસરી મહારાજ રણજીતસીંહના કુટુંબમાંની હયાત વ્યકતીઓને પણ તેમના જીવન નીર્વાહ અર્થેનું વેતન પોતાની (દલીપસીંહ) દવારા એવા કારણે મળવાની જરૂરીઆત માનતો હતો. કે સંધી પોતાની સાથે થએલી હોઇ તે પોતેજ પંજાબ કેસરી મહારાજ રણજીતસીંહના કુટુંબમાં મુખ્ય હતો" આ ઉપરાંત દલીપસીંહ એવી પણ ઉમેદ ધરાવતો હતો કે સંધી અનુસાર મહારાજ રણજીતસીંહના કુટુંબી

જેમના વેતન નક્કી થએલા તેમાંથી જેઓ કાળને વશ થઇ આ સંસાર છોડી ગએલા તેઓના વેતનની રકમ જે અનામત રહેવા માંડી તે પોતાને મળવી જોઇએ." પરંતુ સરકાર તરફથી સંધીપત્રના સંબંધમાં દલીપસીંહ તરફથી ઉઠાવવામાં આવેલો એ અર્થ ધ્યાનમાં લેવામાં આવતો નહોતો. સર ચાર્લ્સ વુડે લોર્ડ ડલહાઉસીની મીનીટ મુજબ મહારાજ દલીપસીંહને જણાવ્યું કે સને ૧૮૪૯ ની સંધી અનુસાર ઓછામાં ઓછા ચાર લાખ અને વધુમાં વધુ પાંચલાખનું વાર્સીક વેતન દલીપસીંહ અને તેના કુટુમ્બીઓને માટે નીયત થયું હતું જેમાંથી સરકારે દલીપસીંહને માટે જે રકમ નક્કી કરેલી છે તે તેને મળતી રહેશે. અને તે પણ જીવન દરમ્યાનજ મળતી રહેશે. જ્યારે બીજાઓ જેમનાં વેતન નક્કી થએલાં છે તેમને તેમના જીવન દરમ્યાન તે મળતાં રહેશે. અને તેમનાં મરણ પછી તે સરકારની ત્રીજોરીમાં જમા કરી દેવાશે. વળી વેતન મેળવનારાઓમાંથી જેઓ કાળવશ થએલા છે તેમના વેતનથી બચેલી રકમ મહારાજને મળી શકશે નહીં. અને તેને લઇને બચત કેટલી રકમ છે તેનો પણ કાંઇ હીસાબ નથી. પરંતુ એટલું ખરૂં કે દોઢથી બેલાખ પાઉંડથી વધુ બચત નથી. "

બીચારો દલીપસીંહ આ ઉત્તર મળતાં અતીશય દીલગીર થયો. અને પુષ્કળ લખા પઢી પણ કરી; પરંતુ કાંઇ પણ યોગ્ય ફળ ન આવ્યું. તેણે આ બાબદમાં ઘટતું થવા માટેનો બોજો સર જોન લોરેન્સ આદી કેટલાક અંગ્રેજોને શીર નાંખ્યો, પરંતુ પરીણામ તો સુન્યમાંજ આવ્યું તેથી દલીપસીંહનું ધૈર્ય પણ ખુટી ગયું. આથી તેણે આખરે ૧૮૮૨ના સાલના ઓગસ્ટ મહીનાની ૩૧ મી તારીખના ટાઇમ્સ પત્રમાં એક પત્ર દ્વારા પોતાને થઇ રહેલો અન્યાય અને દુઃખો દૂર

કરવા માટે ઇગ્લંડવાસીઓને અપીલ કરી જે અપીલ એવી મતલબની હતી કે "ભૈરોવાલની સંધી અનુસાર હું અંગ્રેજોના રક્ષણ હેઠળ હતો, મુલતાનમાં મુળરાજે ફીતુરી બનીને બળવો જગાડયો, તેને ડબાવી દેવામાં વીલંબ થવાથી આખા પંજાબમાં અશાંતી ભડકો લઈ ઉઠી. ફીતુર ડબાવી દેવા માટે બ્રીટીશ સૈન્ય મોકલવામાં ઢીલ કરવામાં આવી તેની સાથે વળી લોર્ડ ડલહાઉસીએ એવી પણ સુચના આપી કે જેઓ આ ફીતુરમાં સામેલ નહીં થશે તેઓ સજામાંથી મુક્ત રહી શકશે. પરંતુ શાંતી સ્થપાયા પછી લોર્ડ ડલહાઉસીએ લોભમાં લલચાઈને ભૈરોવાલની સંધીનો ભંગ કરીને પંજાબને ખાલસા કર્યું, મારી જંગમ મીલકત જવાહીર, સોનાના આભુષણ, વાસણ, પહેરવાના કપડાં વીગેરે મ્હેલનો સઘળો અસબાબ વેચી નાંખવામાં આવ્યો. જેનાથી દોઢ લાખ પાઉંડ ઉત્પન્ન થયા. ફીતુર દાબી દેવાને જે સૈન્યને મેં રવાના કર્યું હતું તે સૈન્યમાં એ દ્રવ્યમાંના ઘણાએ રૂપીઆ વહેંચી નાંખવામાંઆવ્યા હું નીરદોષ હોઇ એક આંગળી સરખીએ બ્રીટીશ સરકારની સામે ઉંચી કરી નહોતી; છતાંએ મને એક અપરાધીની માફક સજા મળી રહી છે. મારૂં રાજ્ય અન્યાયપુર્વક લઇ લેવામાં આવેલું છે. લોર્ડ ડલહાઉસીના મમતને લઇને મારા રાજ્યની આવકમાં સને ૧૮૫૦માં પચાસ લાખની આમદનો વધારો થયો હતો. અને તે સમયથીજ મારા રાજ્યની આમદમાં વધારો થતો રહયો છે. મેં બાલ્યાવસ્થામાં સંધીપત્ર ઉપર સહી કરી હતી જે સંધીપત્ર કાનુનથી વીરૂદ્ધ છે, જોકે એથી મ્હારો કાંઈ એવો અભીપ્રાય નથી કે હું પંજાબનો આ સમયે રાજા છું યાતો રાજા થવાને ઇચ્છું છું. ખરે, હું તો દયાળુ મહારાણી વીકટો-રીઆની પ્રજા થવામાં સંતુષ્ટ અને પ્રસન્ન છું કેમકે મહારાણી વીક-

ાઆની મારા ઉપર ઘણીજ કૃપાદ્રષ્ટી છે. સને ૧૮૪૯ની સંધી
ાસાર મ્હારી પોતાની જાગીરૂ (ભુસંપત્તિ) જપ્ત થઇ શકતી નથી. પરંતુ
પણ અન્યાયથી લઇ લેવામાં આવી છે.
તેની આમદ સને ૧૮૪૯નાસાલમાં ૧૩૦૦૦૦ પૌંડ હતી. મ્હારી
ગમ મીલકત (સીપાહોના બળવામાં ફતેહગઢની લુંટમાં જતી રહેલી)
કીંમત સર જોન લેગીને વીસ હજાર પૌંડ આંકી હતી. પરંતુ એ
લાંની મારી જે જંગમ મીલકત વેચી નાંખવામાં આવી
ા, તે પચીસ લાખ પાઉંડની હતી. તેમાંથી મને
: ફુટીબદામ સરખી પણ મળી નથી. વળી મ્હારા પર એક
રો અત્યાચાર પણ ગુજર્યો છે કે અનેક વીશ્વાસુ કર્મચારીઓ મ્હારી
ાવર સંપત્તિ તેમજ મારી જાગીરનો ભોગવટો કરી રહ્યા છે ત્યારે
તેનો માલીક હોવા છતાં અને અંગ્રેજોની વીરૂદ્ધમાં એક આંગળી
પ્પીએ ઉંચી નથી કરી છતાંએ આજે આ સ્થીતીએ પહોંચાડવામાં
વ્યો છે. આ બધાનુ કારણ એ છે કે હું અંગ્રેજોની રક્ષામાં એક

---

ાહારાજ દલપસીંહની પોતાની સંપતી (ભુસંપત્તિ) કે જે તેનાપીતા રણ
ાસીંહના પીતામહના પીતા નીધાનસીંહથી ચાલી આવતી હતી. તે
ર્ડ ડલહાઉસીએ જપ્ત કરી હતી. તે સંપતિમાં ગુજરાનવાળાના ૫૧
મો, ગુજરાતમાંના ૧૦ ગામ, જેલમમાંના ૫૫ગામ કે જેમાં નીમકની
ાડપણ સામેલ થતી હતી, સીઆલકોટમાંના ૧૯ ગ્રામ, ગુરૂદાસપુરના
ગામ, અમૃતસરમાંના ૨ ગામ. આ ગામોની વારસીક આમદ તે વખ-
ાાં ૨૦૪૫૯ રૂપીઆ હતી. નીમકની ખાંણની આવક શીખોના સમયમાં
ાસીક રૂા. ૭ લાખ હતી, જે પાછળથી વધતાં વધતાં સને ૧૮૬૯
સ માં વારસીક રૂા. ૪૪૯૧૧૫૮ થઇ ગઇ હતી.

બાળક હતો. મને બ્રીટીશ સરકાર માત્ર ૨૫૦૦૦ પૌંડનું વારસીક વેતન આપવામાંજ કૃતકૃત્ય થઈ છે. અને તેમાંથી જરૂરી ખરચની ૧૩૦૦૦ પૌંડની રકમ અલગ રહેલી છે. દયાની સીમા તો જુઓ! મારા મરણ પછી મારી જમીનદારી વેચી નાંખવામાં આવશે તેમ ભવિષ્યમાં વળી બીજા બે હજાર પૌંડનું વેતન આપવાને કહ્યું છે. આ રીતે મારા વ્હાલા ઘરથી મારા વંશ પર્યન્તનો નીકાલ કાઢી નાંખવામાં આવશે. અને આશ્રય અર્થે આમ તેમ ભટકતા ફરવું પડશે" ઇત્યાદી લખી અંતમાં અત્યંત મર્મ ભેદક શબ્દોમાં બ્રીટીશ પ્રજાને અપીલ કરી કે "કોઇ ઉદાર હૃદયી અગ્રેજ પાર્લામેંટમાં એ બાબદ ચર્ચા કરાવીને ન્યાય અપાવશે" પરંતુ નગારખાનામાં તંતુડીનો અવાજ ન સંભળાય, તેમ દલીપસીંહની પ્રાર્થના અરણ્યરૂદન સમાન થઇ પડી.

આ ઘટના દરમ્યાન દલીપસીંહે હંમેશને માટે ઇંગ્લંડ છોડી હીંદુસ્થાન પ્રતી પ્રયાણ કરવાનો પોતાનો વીચાર લેડી લેગીન સમક્ષ જાહેર કર્યો જે ઉપરથી લેડી લેગીને તેને ઇંગ્લંડમાંજ રહી મહારાણી વીકટોરીઆની દયા ઉપર નીશ્ચીંત રહેવાની સલાહ આપી. દલીપસીંહે લેડી લેગીનને એમ પણ કહયું કે "સરકાર મારી તમામ સંપતિ વેચી નાંખશે ને મારા મોટા પુત્રના નીમીતે માત્ર ત્રણસો પૌંડ આપશે. આ કેટલું બધું અપમાન યુંકત છે!" આ પછી પણ ત્રણ વરસ દલીપસીંહે ઇંગ્લંડમાં વ્યતીત કર્યા પરંતુ તેની વિનતીઓ પ્રતી કાંઇપણ ધ્યાન અપાયું નહીં; તેમ તેના પોતાના કે તેના વંશજોના સંબંધમાં પણ કોઇપણ પ્રકારની સારી ગોઠવણ ન થઇ આથી છેવટે લાચાર થઇ ઇંગ્લંડમાં પોતાની જે કંઇ જમીનદારી હતી તે તેણે વેચી નાંખીને હીંદુસ્થાન પાછા ફરવા યોજેયું દલપસીંહના એ ઢંગ નીહાળીને સરકાર

પણ કાંઇક ભયભીત થઈ અને સર ખેલવર્નને તેની સમક્ષ મોકલ્યો. તેણે દલીપસીંહ સમક્ષ જઇને કહ્યું કે "જો હજુએ તમો ઇગ્લાંડમાં રહેશો તો તમારા દાવા નીમીતે સરકાર તરફથી પચાસ હજાર પાઉંડ આપવામાં આવશે." પરંતું દલીપસીંહે સર ખેલવર્નના આ કથનનો અસ્વીકાર કરતાં હીંદુસ્થાન જવા માટેની ઇચ્છા પ્રદર્શીત કરી જેથી પરવાનગી પણ આપવામાં આવી પરંતુ એવો હુકમ સંભળાવી દેવામાં આવ્યો કે "ત્યાં તેને નજરકેદમાં રહેવું પડશે અને ઈચ્છાનુસાર પોતાના દેશના કોઇપણ સ્થાનમાં જેમ જવા દેવામાંથી તેને વીમુખ રાખવામાં આવશે તેજ મુજબ પંજાબમાં ટાંટીઓ સરખોએ મુકી શકાશે નહીં." દલીપ આ સઘળુ માન્ય કરી લઇને હીંદુસ્થાન તરફ ચાલી નીકળ્યો.

ઈંગ્લંડથી નીકળતાં પહેલાં સને ૧૮૮૬ના માર્ચ મહીનાની ૨૫ મી તારીખે એક એવી મતલબનો પત્ર પંજાબવાસીઓ જોગો દલીપસીંહે લખ્યો હતો કે "મારી આંતરેચ્છા હીંદુસ્થાનમાં આવવાની કદી પણ ન્હોતીજ, પરંતુ દૈવને આધીન થઇ ઇગ્લંડ છોડીને હીંદમાં આવી સાધારણ રીતે રહીશ. ખાલસાઓ ! મેં ધર્માંતર કરી પરધર્મ ગ્રહણ કર્યો તે માટે ક્ષમા ઇચ્છું છું. અને મુંબઇ આવતાં શીખ ધર્મ પુનઃ અંગીકાર કરી ગુરુ ગોવીંદસીંહની આજ્ઞાનું પાલન કરીશ મારી અધીક ઇચ્છા છતાંએ હું પંજાબમાં આવી તમોને મળી શકીશ નહીં અને તેથીજ આ પત્ર લખ્યો છે. વીગેરે" પંજાબ વાસીઓ અને મુખ્ય કરીને શીખો દલીપસીંહનો આ પત્ર બહાર પડતાં અને હીંદ આવવાની હકીકત સાંભળતાંજ ભારે ઉલ્હાસમાં આવી ગયા અને કોઇક પંજાબી તરફથી તો દલીપસીંહને પત્ર લખીને શીખ ધર્મ અંગીકાર કરવાની દ્રઢ પ્રતિજ્ઞા કરવા માટે આનંદ પ્રદર્શીત કરતાં સરકાર તરફથી થએલા અન્યાય માટે પંજાબ નહીં પણ

સમસ્ત ભારત રૂદન કરી રહેલું જણાતી અંતેમાં જણાવવામાં આવ્યું કે સ્વાગત કરવાને તો સર્વ ઈંતેજાર છીએ, પરંતુ હમને ભય છે કે રખેને સરકાર કોઇ પ્રકારની નડતર આપના આવવાના સંબંધમાં ઉભી કરી દે!" આ પત્ર બહાર પડે તે પહેલાંજ સરકારની વૃત્તી દલીપસીંહના તરફ બદલાઇ ગઇ હતી. પંજાબીઓને ઉદ્દેશીને દલીપસીંહે લખેલો પત્ર પ્રગટ થતાંજ અને દલીપસીંહના આવી પહોંચવાની હકીકત સાંભળતાંજ પંજાબીઓમાં પ્રગટી નીકળેલા હર્ષની લાગણી નીહાળીને સરકારને એવો શક ઉદ્દભવવા લાગ્યો કે રખેને દલીપસીંહના આવવાથી હીંદમાં કાંઇ ઉત્પાત થાય! અથવાતો શીખો ઉત્તેજીત થઇ જાય! આથી તે એડન આવતાં વેંતજ તેને રોકીને ત્યાંજ સરકાર તરફથી કેદ કરી લેવામાં આવ્યો. સરકારની આ રીત નીહાળી દલીપસીંહને અત્યંત દુઃખ થયું. તેણે મહારાણી વીકટોરીઆને એક તાર કરી પોતાના સંબંધમાં વીચાર કરવા જણાવ્યું. ત્યારે વળી બીજો તાર હીંદના વાઇસરાય (ગવરનર જનરલ) ને રવાના કરીને તેમાં તેણે એવી અરજ ગુજારી હતી કે " જો હું મ્હારા વકીલને કાઉનસીલમાં મોકલું તો તેને હીંદ મોકલવાનો ખર્ચ આપવામાં આવશે કે નહીં." પરંતુ દલીપસીંહની બંને પ્રાર્થનાઓ પ્રતી કશુંએ ધ્યાન આપવામાં આવ્યું નહીં અને તેને જબરદસ્તીથી ઇંગ્લંડ પાછો રવાના કરી દેવામાં આવ્યો. આથી દલીપના ક્રોધની સીમા ન રહી. ક્રોધમાંને ક્રોધમાં તેણે એવું કહેવા માંડયું કે "૧૧ વરસની મારી ઉમ્મરમાં મ્હારી પાસે બળ જબરીથી સંધી પત્ર ઉપર સહી કરાવીને પંજાબના મહારા રાજ્યને જપ્ત કરી લેવામાં આવેલું છે, જેથી તે સંધી મને માન્ય નથી." વળી એક વખતે તો મહારાજ દલીપસીંહે મહારાણી વીકટોરીઆના

ાથમાં કોહીનુર હીરો જોઇને પોતાના આત્મ સંયમનો પરીચય કરાવતાં
હારાણીને તે જોઇને પાછો આપેલો તેજ હીરો તેણીએ પહેરેલો નીહા-
ાતાં તુરતજ કોઇપણ જાતના ભય કે ડર વીના તેણે પડકાર કરીને
ડી દીધું કે એ હીરો "મારા પીતાનો હોઇ તેના ઉપર કોઇપણ
કારનો મહારાણી વીક્ટોરીઆનો અધીકાર નથી" મહારાણી વીકટોરી-
ાએ દલીપના આ ઉદ્ગાર માટે ઉચીત સરખોએ પોતાનો ક્રોધ
ગટ ન કર્યો તેમ તેને કોઇ પ્રકારે સજાએ ન કરી, પરંતુ આ ઘટના
ન્યા પછી અંગ્રેજોનો વિશ્વાસ તો દલીપ ગુમાવીજ બેઠો અને તે પછીથી
ંગ્રેજો તેના પ્રતી કરડી દષ્ટીએ નીહાળવા લાગ્યા. દલીપસીંહને આવી સ્થીતીમાં
ાં રહેવું કંટાળાભર્યું થઇ પડ્યું. તેણે સરકાર તરફથી મળતું વેતન
શુ લેવું બંધ કરી દીધું અને ત્યાંથી તે ફ્રાંસ તરફ ચાલી નીકળ્યો.
ાં જઇ તેણે ફ્રાન્સના રાજકર્તાઓને પોતાની હકીકતથી માહીતગાર
ીને પોતાને સેનાની સહાય વડે પોંડીચરી પહોંચાડવા વીનવ્યું, પરંતું
ન્સના રાજકર્તાઓએ દલીપને ખાતર ઈંગ્લંડ સાથે બીગાડ કરવો ઉચીત
માન્યું! દલીપસીંહ આથી લાચાર થઇને ત્યાંથી ગૂપ્ત વેશમાં અરો-
સીંહ નામના પોતાના નોકરની સાથે બરલીન ગયો. ફ્રાન્સથી નીકળતાં
ણે રશીઅન હદમાં પ્રવેશ કરવાના હેતુથી નકલી આયરીશ નામ
રણ કરીને પાસપોર્ટ મેળવી લીધો હતો પરંતુ પાસપોર્ટ અને તેની
લક જે હતી તે બધું જરમન હદમાં જઇ પહોંચતાં ચોરાઇ ગયું.
ાથી લાચાર થઇને તેણે મોસ્કો ગેઝેટના તે સમયના તંત્રીને પોતાના
ાનામ અને સ્થીતીથી વાકેફમાર કરીને એવી વ્યવસ્થા કરવાની પ્રાર્થના
ી કે જેથી પોતે વીના પાસપોર્ટે પ્રવેશ કરી શકે. ૧૮૮૭ ના
પ્રીલ માસમાં મોસ્કો જઇ પહોંચ્યા પછી, તેણે મોસ્કોના રાજકર્તાની
ન માસમાં મુલાકાત લીધી. આ સમયે તેણે ઇંગ્લંડના શત્રુ તરીકે

પોતાને ઓળખાવવામાં કોઈ પણ પ્રકારનો સંકોચ બતાવ્યો નહીં! તેણે તે વખતની રશીયન રાજધાની સેંટપીટર્સબર્ગના રાજા એલેકઝાન્ડ્રાની હજુરમાં મોરકોના રાજકર્તા દ્વારા વીનતીપત્ર મોકલ્યો. દરમ્યાનમાં તેને ૧૮૮૭ ના ડીસેંબર માસની ૧૬ મી તારીખે પોતાની પત્ની બંબા દેહાંત થયાની ખબર મળી. આથી દલીપને ભારે દુઃખ થયું. ૧૮૮૭ ના મે માસમાં તેણે હીંદુસ્થાનના મુખ્ય છાપાઓમાં એવો પત્ર મોકલ્યો હતો કે "અગીઆર વરસની મારી વય પ્રસંગે મારી પાસેથી પંજાબ ખાલસા કરવાના સંધીપત્ર ઉપર જબરજસ્તીથી સહી કરાવી લેવામાં આવી હતી, જે સંધીપત્રની શરતો મને માન્ય નથી. હું એક સ્વતંત્ર રાજા તરીકે રૂશીયન સૈન્યની સાહ્યથી મ્હારૂં રાજ્ય પુનઃ પ્રાપ્ત કરવાના હેતુથી હીંદ આવવાનો છું." વળી ઉક્ત મતલબના વીચાર દર્શાવતાં તેણે પોતાને દ્રવ્યની મદદ કરવાને ભારત વાસીઓને અપીલ કરી હતી, પરંતુ તે પ્રત્યે જેમ કોઇ પણ હીંદી તરફથી ધ્યાન આપી તેને દ્રવ્યની સાહ્ય કરવામાં ન આવી તેજ મુજબ રશીઆના રાજકર્તા તરફથી પણ દલીપની મુલાકાત લેવામાં પણ ન આવી તો પછી મદદ કરવાની તો વાતજ ક્યાં રહી?! આથી અંગ્રેજોની સામે વેર લેવાની દલીપના મનની વાત મનમાંજ રહી ગઇ! તેથી નીરાશ થઇને તેણે પુનઃ ફ્રાન્સ તરફ પ્રયાણ કર્યું ત્યાં કેટલોક સમય ગુજારતા રહ્યા પછી પોતાના અંગ્રેજો પ્રતિના વિરૂદ્ધતા ભર્યા વર્તન માટે તેણે મહારાણી વીકટોરીઆને એક પત્ર લખીને તે પત્રમાં પોતાના વર્તન માટે પશ્ચાતાપ કરી દીલગીરી બતાવી, જે ઉપરથી મહારાણી વીકટોરીઆ તરફથી પણ તેને માફી બક્ષવામાં આવી. માફીની બક્ષીસથી દલીપસીંહને અતીશય ખુશાલી ઉત્પન્ન થઇ અને તેથી તેણે ઇંગ્લંડ જઇ ત્યાંથી પુનઃ ફ્રાન્સ આવી પોતાના જીવનના બાકી દીવસો ફ્રાન્સમાં વ્યતીત કરવા

માંડ્યા. દરમ્યાનમાં તેણે ખ્રીસ્તી ધર્મનો ત્યાગ કરીને પોતાના શીખ ધર્મની દીક્ષા લઇ લીધી. ફ્રાન્સમાંના પોતાના આ નિવાસ દરમ્યાન તે એક ફ્રેન્ચ મહીલા સાથે લગ્નના ગાંઠથી જોડાયો, પરંતુ તેનાથી તેને કાંઇ સંતતિ થઇ નહોતી. સને ૧૮૯૩ ના અકટોબર માસની ૨૩ મી તારીખે દલીપસીંહનો ફ્રાન્સના મુખ્ય શહેર પેરીસના એક હોટલમાં દેહાંત થયો. તેના મૃતક દેહને તા. ૨૯ મી અકટોબરના દીવસે એલ ભેડનના સમાધી સ્થળમાં દહન કરવામાં આવ્યું. આ પ્રસંગે દલીપસીંહના શબ ઉપર ચઢાવવા માટે તેના પ્રતીના સનમાનાર્થે મહારાણી વીકટોરીઆ તથા તેમના વડા પુત્ર (મહારાજ સપ્તમ એડવર્ડ) તેમજ ફ્રાન્સના પ્રેસીડંટ તરફથી પુલના હાર મોકલવામાં આવ્યા હતા.

## કોહીનુર હીરાની તવારીખ

કોહીનુર હીરાના સંબંધમાં પાછલા પ્રકરણોમાં આવેલા વર્ણનથી વાંચકો વાકેફગાર હોવાથી એ કોહીનુર હીરાના સંબંધમાં સંપૂર્ણ માહીતી વાંચકોને આપવી જરૂરી છે. કેટલાક ઇતીહાસના લેખકોનું કહેવું એવું છે કે કોહીનુર હીરો ગોદાવરી નદીના ગર્ભમાંથી પાંચ હજાર વર્ષ પહેલાં પ્રાપ્ત થયો હતો યાને તે મહાભારતના સમયમાં રાજા કરણની પાસે હતો. ઇસ્વીસન પુર્વે તે ઉજ્જનના મહારાજા વિક્રમાદિત્યની પાસે રહયો હતો. રાજા કરણના દેહાંત પછી એ હીરો ક્યાં અને કોની પાસે રહયો અને રાજા વિક્રમાદિત્યને હાથ ક્યાંથી ચઢયો તેના સંબંધમાં તો કશી હકીકત મળતી નથી; પરંતુ મુગલ શહેનશાહ બાબરે ઇ. સ. ૧૬૨૬ ના મે માસની ૪ થી તારીખના પોતાના જીવન વૃત્તાંતમાં આલેખ્યું હતું કે અલાઉદીને માળવા ઉપર અધીકાર જમાવવા પહેલાં આ કોહીનુર હીરો પ્રાપ્ત કર્યો હતો. આ હીરાનું મુલ્ય જગત ભરમાં દોઢ દીવસમાં થતા ખર્ચની બરોબરનું હતું. સને ૧૫૨૬ ઇસ્વીમાં બાબરે પાણીપતના યુદ્ધમાં ઇબ્રાહીમ લોદીને પરાજીત

કરીને ફતેહ મેળવી હતી. તે પ્રસંગે તેને હાથ તે લાગ્યો હતો અને કારણમાં એવી બીના કહેવામાં આવે છે કે બાબરે પાણીપતની પછી ઇબ્રાહીમ લોદીના વંશજો પ્રતી માનભર્યો વ્યવહાર ર ઇબ્રાહીમની માતાને જાગીર દાખલ કાંઇક પરગણાં પણ આપ્યાં જેથી ખુશી થઇને ઇબ્રાહીમની માતા તરફથી કોહીનુર હીરો બ ભેટ આપવામાં આવ્યો, અને એ સમયથી નાદીરશાહે હીંદ ચઢાઇ કરી તે દરમ્યાન તે મુગલ બાદશાહોની પાસે રહયો હતો, કેટલાકોનું કહેવું એવું છે કે કોહીનુર હીરો કાલુરની ખાણ મછલી બંદરથી ચાર માઇલ ઉત્તરમાં અને પશ્ચિમ તરફ હૈદરા હદમાં ગોદાવરી નદીના કીનારા પર છે, ત્યાંથી એ કોહીનુર મળ્યો હતો. અને મીરજુમલા જે ગોલકુંડના બાદશાહનો ર સાલાર થયો હતો, કે જે પાછળથી ઔરંગઝેબના વઝીર અને ર સાલારના પદે પહોંચ્યો હતો, તેણે કોહીનુર હીરો મુગલ શાહે શાહજહાંને ભેટ આપ્યો હતો, શહાંજહાંએ એ હીરો પોતાના : સનમાં જડાવ્યો હતો, અને ઔરંગઝેબે જ્યારે પોતાના પીતા જહાંને કેદ કરી લીધો હતો, તે સમયે તેણે કોહીનુર આદી ર ચુરેચુરા કરી નાંખી ફેંકી દેવા ઇચ્છયું હતું પરંતુ તેની બહેન આરા તરફથી તેને અટકાવવામાં આવ્યો હતો. ઔરંગઝેબે શાહ પાસેથી ઘણાંએ રત્નો છીનવી લીધાં હતાં, ઉપરાંત શાહાજહાંના પછી ઘણાંએ રત્નો તેને હાથ લાગ્યાં હતાં, ફ્રેન્ચ પ્રવાસી ટ્રેવી મુગલ શહેનશાહોના રત્નો ભેગાં આ રત્નને પણ નીહાળવા શકય થયો હતો. અને તેથી તેણે કોહીનુર હીરાનો આકાર ગુલાબના ફુલ સ આલેખી તેનું વજન તે સમયે ૨૮૦ કેરેટ આંકતાં જણાવ્યું એ પહેલાં કોહીનુરનું વજન ૧૮૩ ૬/૮ કેરેટ હતું.

સને ૧૭૩૯ ઇ. સ. માં નાદીરશાહે દીલ્હીમાં

ચલાવીને ભારે ચાલાકીથી મહમદશાહ પાસેથી આ હીરો છીનવી લીધો હતો. અને તેને પોતાની પાઘડીમાં રાખ્યો હતો. જેથી નાદીરશાહે તેની પાઘડી મીત્રભાવે લઇને ફેરબદલ કરી નાંખીને કોહીનુર હીરો પોતાને હાથ કર્યો હતો પણ નાદીરશાહના દેહાંત પછી વળી તે તેના પુત્ર શાહરોખ પાસેથી આગા મહમદે પ્રાપ્ત કર્યો અને શાહરોખની આંખો ફોડી નાંખીને તેને આંધળો બનાવ્યો. સને ૧૭૫૧ ઇ. સ. માં અહમદ શાહ દુરાનીએ કંધાર જઇ શાહરોખને મદદ કરી હતી જેથી શાહરોખે અહમદશાહ દુરાનીને તે આપ્યો હતો.

અહમદશાહ દુરાનીના પૌત્ર શાહશુજાને કાસ્મીરના રાજા મહમદે જે સમયે કેદ કરી લીધો હતો તે સમયે કાબુલના મંત્રી ફતેહખાંએ મહારાજ રણજીતસીંહને કાબુલના તે વખતના રાજકર્તાને સજા કરવા માટે વીનતી કરી હતી અને તે પછી મહમદના રાજ્યામલથી એ સમયે કાસ્મીરની હીંદુ પ્રજામાં પણ અતીશય દુઃખની લાગણી પ્રગટી નીકળેલી હતી. જેથી ત્યાંની હીંદુ પ્રજા તરફથી મહારાજ રણજીતસીંહને કાસ્મીર ઉપર હલ્લો કરીને ફતેહ મેળવવાને વીનતી કરવામાં આવી. મહારાજ રણજીતસીંહે પણ તેમની તે માંગણી સ્વીકારીને સને ૧૮૧૨ ઇ. સ. માં દીવાન મોહકમચંદની સરદારી હેઠળના સીખ સૈન્યને કાસ્મીર ઉપર હલ્લો કરવાને માટે મોકલ્યું. શીખોએ ભારે હેરાન ગતી લડાઇમાં સહન કરીને કાસ્મીર ઉપર વીજય પ્રાપ્ત કરીને મહારાજ રણજીતસીંહનો વીજય ધ્વજ ફરકાવી તેઓ શાહસુજાને કેદ કરી લાહોર લઇ આવ્યા. મહારાજ રણજીતસીંહે તેના પ્રતી સંપૂર્ણ રીતે સાહનુભુતી બતાવી એટલુંજ નહીં પણ તેની ધર્મ પત્ની વાફા બેગમ (જેને કેટલાક ઇતીહાસ લખનારાઓએ વફ્ બેગમને નામે પણ ઓળખાવી છે તેના) પ્રત્યે પણ સંપૂર્ણ રીતે સાહનુભુતી બતાવી એટલુંજ નહીં પણ તેણીને એમ પણ કહ્યું કે "જો કોહીનુર હીરો આપવામાં આવશે

તો તારા પતીને કાસ્મીરનુ રાજ્ય પાછું આપીશ" વળી કેટલાક ઇતી-હાસ લખનારાઓએ તો વળી એવું પણ આલેખ્યું છે કે બેગમે પોતેજ મહારાજ રણજીતસીંહના સેનાપતી મોહકમચંદને એવી પ્રાર્થના કરી હતી કે "જો તમો મારા સ્વામીને કેદમાંથી મુક્ત કરાવીને કાબુલનું રાજ્ય પાછું અપાવો તો મહારાજ રણજીતસીંહને કોહીનુર હીરો મારા સ્વામી પાસેથી અપાવી દઇશ." બેગમના આ કથનને લઇને દીવાન મોહકમચંદ કાશમીરના શાસક અલીમુહમદના હાથમાંથી શાહસુજાને મુક્ત કરાવીને લાહોર લઇ આવ્યો હતો. શાહસુજા લાહોર પહોંચતાં મહારાજ રણજીતસીંહ તરફથી પોતાના વિશ્વાસપાત્ર દીવાન મોતીરામ તથા ફકીર અજીજઉદીનને બેગમની પાસે કોહીનુર હીરો લેવા મોકલવામાં આવ્યો પરંતુ શાહસુજાએ કોહીનુર આપવાને માટે આનાકાની કરતાં કહ્યું કે "એ તો કંધારના એક મહાજનને ત્યાં ગીરો મુકવામાં આવેલો છે" રણજીતસીંહ સમજી ગયા કે શાહસુજા તરફથી એ એક બહાનું રજુ કરાયલું છે. વળી કેટલાક ઇતીહાસ લખનારાઓએ એમ પણ આલેખ્યું છે કે શાહસુજાએ રણજીતસીંહના માણસોને એક ઉત્તમ પોખરાજ આપીને કહ્યું હતું કે 'તે કોહીનુર છે.' રજીણતસીંહે તે ઝવેરીઓને બતાવી પરીક્ષા કરાવતાં શાહજાદા તરફથી છળભેદ કરવામાં આવેલો જણાયું. શાહસુજાના આવાં છળભેદી વર્તનથી મહારાજ રણજીતસીંહને અતીશય ક્રોધ ઉત્પન્ન થયો, અને તેથી જાતેજ તેની પાસે ગયા, ત્યારે શાહ તરફથી મહારાજ રણજીતસીંહને કોહીનુર હીરો આપવામાં આવ્યો જે લઇને મહારાજ રણજીતસીંહ તરફથી, શાહસુજાને પંજાબમાં તેના જીવનનીર્વાહ અર્થે વારસીક રૂા. પચાસહજારની આમદાની વાળી એક જાગીર આપી કાબુલ ઉપરનો અધીકાર પુનઃ પ્રાપ્ત કરાવી આપ-વાનું વચન આપવામાં આવ્યું. વળી કેટલાક ઇતીહાસ લખનારાઓ એવું પણ આલેખે છે કે કોહીનુરની કીંમત બદલ મહારાજ રણજીત-સીંહ તરફથી શાહસુજાને સવાલાખ રૂપીઆ આપવામાં આવ્યા હતાં.

ત્યારે વળી રાજા શીવપ્રસાદ, સર લેપિલ ગ્રેપિન આદી ઇતીહાસ લખ-
નારાઓ તરફથી આલેખવામાં આવ્યું છે કે મહારાજ રણજીતસીંહે
કોહીનુર હીરાની પ્રાપ્તી માટે શાહને ભારે ત્રિટંબણા આપી હતી.

સૈયદ મુહંમદ લતીફે ભારે રસીકતા ભરી ભાષામાં કોહીનુર હીરો
છીનવી લેવાનું વૃત્તાંત આલેખ્યું છે, જેનો સાર એ મતલબનો આલે-
ખવામાં આવેલો છે કે મહારાજ રણજીતસીંહ તરફથી શાહને અનેક
પ્રકારની વિટંબણામાં નાંખી દેવામાં આવ્યો હતો. કોહીનુર હીરો
છીનવી લેવાયા પછી શાહે શીખ પહેરેગીરોને રુશ્વત આપીને
ન્હાસી છુટવા માટે બાલકરામ નામના ખજાનચી સાથે લખાપઢી કરવી
પણ શરૂ કરી દીધી હતી. એક દીવસે રાત્રે શાહસુજાની બેગમ હીંદુ
સ્ત્રીનાં કપડામાં સજ્જ થઇને બાલકરામની મદદથી એક બગદ ગાડીમાં
બેસી લાહોરથી ચાલી નીકળી ને તે અંગ્રેજોના રક્ષણમાં લુધીઆના
જઇ પહોંચી. મહારાજ રણજીતસીંહે આ હકીકતથી જ્ઞાત થતાં અત્યંત
ક્રોધમાં આવી જઇને શાહના નિવાસ સ્થાન ઉપર વધુ મજબુત તકે-
દારી રાખવાની ગોઠવણ કરી, ઉપરાંત શાહને ધમકી પણ આપી; પરંતુ
કાંઇ પત્તો ન આવ્યો. જ્યારે તેણે જાણ્યું કે આ સઘળા બનાવનું
મુળ કારણ બાળકરામ છે ત્યારે તેણે બાળકરામના મકાનની ઝડતી
લઇને તેના વહી–ખાતા વીગેરે તપાસી અંતમાં તેને મુક્ત કર્યો. શાહ
સુજા પણ મહારાજ રણજીતસીંહની કેદમાંથી પોતાના બે નોકરો સાથે
ન્હાસી છુટયો પરંતુ દરવાજા બંધ હોવાથી લાહોરી દરબારના ગરનાળા
વાટે બ્હાર નીકળ્યો જેથી કપડાં ખરાબ થઇ ગયા હતાં તે તેણે
ધોઇ સાફ કર્યા પછી એક મહાત્માની સમાધી સમીપ નમાજ પઢી
લઇને રાત્રે બે વાગે રાવી નદીને પાર નીકળી ગયો. મહારાજ રણજીત
સીંહ શાહસુજા ન્હાસી છૂટયાની ખબરથી જ્ઞાત થતાં તેણે પહેરેગીરોને

બહુજ ધમકાવ્યા ઉપ્રાંત શાહને પકડી લાવનારને ઇનામ વગેરે આપવાનું જાહેર કર્યું પરંતુ શાહ હાથ આવ્યો નહીં અને જમુ જઇને બાકી સીખોને એકઠા કરીને રણજીતસીંહની સામે લડાઇમા ઉતરવા વિચાર્યું પરંતુ તેઓ તેમ ન કરી શક્યા, ગમે તેમ હો, પરંતુ કોહીનુર હીરો સાહ-સુજા દ્વારા મહારાજ રણજીતસીંહને હાથ આવ્યો.

મહારાજ રણજીતસીંહને કોઇક તરફથી કોહીનુર હીરાની કીંમત પુછવામા આવી હતી જેના ઉત્તરમાં મહારાજ રણજીતસીંહે તેનું મુલ્ય પાંચ પગરખા તુલ્ય જણાવ્યું હતું જોકે ખરેખરૂં કહેવામાં આવે તો કોઇએ પણ કીંમત આપીને તે ખરીદ્યો નહોતો પરંતુ તેના સંબંધમાં જેની લાઠી તેની ભેંસ" એ કહેવત અનુસાર કોહીનુરના સંબંધમાં વિશેષ રૂપે પરીચય થવા પામ્યો છે. આ હીરો દરેક જણ તરફથી જબરજસ્તીથીજ છીનવી લેવામાં આવેલો છે આ હીરો હાલ ઈગ્લંડમાં છે. શીખો સાથના યુદ્ધ પછી તે ઇંગ્લંડ કયે પ્રકારે જઇ પહોંચ્યો તેના સંબંધમાં વાંચકો વાકેફગાર થઇ ચુકેલા છે. જેથી અત્રે તે વર્ણવવું જોકે અસ્થાને છે; પરંતુ એટલું જણાવવું જરૂરી છે કે મહારાજ રણજીતસીંહની આંતરેચ્છા પોતાના મરણ સમયે કોહીનુર હીરો જગન્નાથજીના મંદીરને ભેટ આપવાની હતી. પરંતુ તોશાખાનાના અધ્યક્ષ બલીરાય તરફથી કોહીનુર આપવામાં નહીં આવતાં એવું જણાવવામાં આવ્યું હતું કે "એ તો રાજ્યની સંપતિ હોવાથી તે એ રીતે આપી શકાય નહીં" અફસોસ ! બલીરાયે પોતાના માલીક મહારાજ રણજીતસીંહની આજ્ઞાનું અવલંબન કરીને કોહીનુર હીરો ભેટ ન કર્યો; નહીંતો ભારતની સંપત્તિ ભારતમાંજ રહી હોત, પરંતુ પરમાત્માને તે વાત પ્રીય નહીં હતી, નહીં તો વળી મહારાજ રણજી-તસીંહની અંતિમ આંતરેચ્છા કેમ વ્યર્થ જવા પામત!

સંમાપ્ત.

## હીંદુસ્તાનમાં એકે અવાજે વખણાએલ

# સોલજર વોચ.



ટાઇમ આપવામાં ચોકસ નીવડી ચુકેલાં અને સને ૧૯૦૫ની સાલમાં ૨૭૫૮૨ થએલાં સોલજર વોચ કંપનીના ઘડીયાળનું પ્રાઇસલીસ્ટ ઘડીયાળો ખરીદવા પહેલાં મંગાવો, તેથીજ તમોને લાભ થશે ઘડીયાળના પ્રાઇસલીસ્ટમાં ઘડીયાળોની તર સમજ આપવામાં આવી છે.

**સોલજર વોચ કંપની.**

કણપીઠ બજાર-સુરત.